# ह्री त्रिया निपेध निबंध.

રચનાર

ગંગાબાઈ પ્રાણશંકર.

વિક્ટોરીઆ કન્યાશાળાનાં હેડમિસ્ટ્રેસ.




આવૃત્તી પેહેલી. પ્રત ૧૫૦૦

અમદાવાદ.

માણેકચોકમાં "વિજયપ્રવર્ત્તક" પ્રેસ.



સને ૧૮૯૨. સંવત ૧૯૪૮.

કીમત આઠ આના.

# દ્વી ત્રિયા નિષેધ નિબંધ.

રચનાર

ગંગાબાઈ પ્રાણશંકર.
વિક્ટોરીઆ કન્યાશાળાનાં હેડમિસ્ટ્રેસ.
માણસા.

આવૃત્તિ પેહેલી. પ્રત ૧૫૦૦,

અમદાવાદ.

માણેકચોકમાં "વિજયપ્રવર્તક" પ્રેસ.



સને ૧૮૯૨. સંવત ૧૯૪૮.

કીંમત આઠ આના.

ગરીબ બીચારી કંન્યા અને ગાય, દોરી આપે ત્યાં જાય.



૪૯૮૮





મહેરબાન માનવંતા સાહેબ.

ભવાનીશંકર ગીરજાશંકર ન્યાયાધીસ

સાહેબની સેવામાં

મુ. વઢવાણ સીટી.

આપ કૃપાળુ સાહેબ સ્વજ્ઞાતિમાં ચાલતા કુધારાનું ખંડન કરવાને હંમેશાં ખરા જીગરથી ખંત રાખો છો; તથા યથાશકતી આશ્રય આપી દેશોન્નતિને લાયક ગ્રંથ રચાવી મુબારકબાદી મેળવો છો. તથા સર્વોત્તમ ગ્રંથ રચાવવા આકાંક્ષા રાખો છો. વિદ્યાવૃદ્ધિને માટે વિશેષ ચીવટ જણાવી, અત્યુત્તમ ગ્રંથ નિર્ખવાને બહુજ ઉત્સુક રહો છો; તથા સ્ત્રીજાતીના લખાણની કદર પીછાણી યોગ્ય આશ્રય આપવામાં અગ્રેસર છો; વિદ્વાનની પંકતીએ બીરાજમાન છો; દીનપ્રતીદીન આર્ય મહિલાઓની ઉન્નતી થતી નિહાળી સંતોષ થાઓ છો. ઇત્યાદી શ્રેષ્ટ ગુણોથી આ પુસ્તક આપનેજ અર્પણ કરવામાં આનંદ માનું છુ.

તા. ૧-૩-૯૨ } ગંગાબાઇ પ્રાણશંકર

માણસા } કન્યાશાળાનાં હેડમિસ્ટ્રેસ.



# પ્રસ્તાવના.

આધુનીક સમયમાં અનેક પ્રકારના નવીન ગ્રંથો ભિન્ન ભિન્ન લેખકોની કાબેલ કસાએલી કલમથી દીન પ્રતીદીન પ્રગટ થતા જોવામાં આવે છે. પરંતુ તે સઘળા ગ્રંથો સામી દ્રષ્ટી ફેંકતાં સ્પષ્ટપણે સાબિત થાયછે કે ઢી ત્રિયાનો નિબંધ અધાપી પર્યંત એક પણ માણસ તરફથી છપાઈ પ્રકટ થયો નથી આવી મહત્વની ખોટ પૂરી કરવા મને જીજ્ઞાસા થવાથી આ ઢી ત્રિયા નામનો નાનકડો ગ્રંથ અલ્પ મતી વડે રચેલો સ્વદેશ બંધુઓની સેવામાં રમતો મુકવાની રજા લઊછું. ઢી ત્રિયાના દુષ્ટ રીવાજથી સ્વજ્ઞાતીમાં જે વીપરીત બનાવ ઠારોઠાર બની રહેલો છે તે સામી નજર કરતાં નેત્ર રક્તમય બની ક્રોધાવેશનાં કીરણો સતેજ થાય છે. તે રીવાજમાં સેંકડો મનુષ્ય દોરાતા દ્રષ્ટીગોચર થવાથી તેઓને કંઈ શિખામણ રૂપી ધડો મળે એવા હેતુથી આ નાનકડો ગ્રંથ લખવામાં આવેલ છે. માટે આશા છે કે જ્ઞાતી ભાઈઓએ સદરહુ પુસ્તકનો સ્વીકાર કરી પોતાનું મન સિધ્ધે રસ્તે વિચરાવા સત્વર યત્નવાન બનશે.

ઉદિચ્ય સમાજનો શરૂઆતનો સમારંભ થવાની તૈયારીઓ થવા લાગી છે તેમાં જે પ્રતિનિધિઓ પધારશે તેઓને

આ પુસ્તક બક્ષીસ આપવા મેં નિશ્ચય કરેલ હોવાથી, બહુ સમાજ મળવા અવલમાં છપાવી તૈયાર કરવાની તાકીદના સબબથી સદરહુ પુસ્તકમાં અપરંમ ખામીઓ સાક્ષરોની ચક્ષુ સમીપ ખડી થાય તો કૃપાગ્રહે તે ખામીઓ સંબંધી સુચના મારી ઉપર લખી મોકલશે તો બીજી આવૃત્તિમાં યોગ્ય સુધારો કરતાં તેમનો આભાર માનવામાં આવશે. આ પુસ્તક છપાવવા સંબંધીના ખર્ચમાં વઢવાણ રાજ્યના સુજ્ઞ અને પ્રજાપ્રીય ભાઈશ્રી ભવાનીશંકર ગીરજાશંકર ન્યાયાધીશ સાહેબે ઉદારતાનો હાથ લંબાવી આશ્રય આપવાની સંપૂર્ણ ઇચ્છા દર્શાવી છે તેથી તેઉ સાહેબનો મારા પ્રત્યે મહદ ઉપકાર થયો છે.

લી. ગંગાબાઈ પ્રાણશંકર.
કંન્યાશાળાનાં હેડમિસ્ટ્રેસ.—માણસા.

---

## મનહર છંદ

ચાખ્યાં હોય ચણીબોર ચારી ઢોર જંગલમાં,
તેથી કેરી કલમની કીંમત કરાયના;
ગર્ધવના નાદને વિવાદ વેસ્યા તણા સુણ્યા,
તેવાથી તો વેદ તણો ભેદ સમજાયના.
ભાટાઈથી ભાઇ જે લોભાઇને લુંટાઇ જાય,
તેથી ખરા કવી તણી કીંમત કરાયના;
ગંગાબાઈ કહે શુણો સાચી વાત આજ કહુ,
નાદાનથી દાન વિદવાનને દેવાય ના.

# દ્વી ત્રિયા નિષેધ નિબંધ.



દ્વી ત્રિયાના દુષ્ટ દમામથી આખા ગુજરાતમાં કાળો કેર વર્તાયો છે. હજારો ઘરોને ઘરબોળ બેસાડ્યાં છે. હજારો નિર્દોષ અબળાઓને નિરાધાર રખડતી કરી છે. હજારો અજ્ઞાન ઓરતોને દુષ્ટ દ્વી ત્રિયાના રીવાજે રંડાપા સરીખી હાલતમાં લાવી મુકી છે. હજારો અબળાઓને ભૂખમરાથી પીડાઇ દુખી થવાનું કારણ બનેલું પ્રદર્શીત થાય છે. જુવાન, જોદ્ધ અને ઉગતી જુવાનીમાં દ્વી ત્રિયા કરી ક્રૂર કેર જૂની સ્ત્રીને માટે વર્તાવી લોહી ભર્યાં જમણ ખોટી મોટાઇને ખાતર ઘરબાર વેચી બળતામાં ઘી હોમવા જેવો પ્રકાર કરેછે, શહેરી ઉદિચ્યોને અંદરખાનેથી સખત ખુટકો માલુમ પડશે ત્યારે પસ્તાવું પડશે, પણ્ ભીંતે માથુ ભચકાયા વગર, વખતનો ઘા પડ્યા વગર સ્વજ્ઞાતી બંધુઓ આ વાતનો વિચાર કરવા બેસે એવું ડોળ દેખાતુ નથી એ ઘણું શોકજનક છે માટે હે પ્રભુ ! સ્વજ્ઞાતિ બંધુઓને અધમ સ્થિતિના કૂવામાં પડતા અટકાવને રૂડો રસ્તો દેખાડ, એવી ખરા અંતઃકરણની પ્રાર્થના છે. વિદ્વાનને વિવેકી લોકો તમને દ્વી ત્રિયા કરવાથી જરાએ ઉંચ પંક્તીમાં આવ્યા ગણુતા નથી. જેમ ઝવેરી હીરાને પારખી કાઢી નિષ્પક્ષપાતને નિરાભિમાનપણે માન આપશે. જુઓ મુળરાજ જેવા વિચક્ષણ રાજાએ વિદ્વતાજ ઉપર આધાર રાખીને પુત્રને પ્રથમાસન ને પિતાને દ્વિતિઆસન આપેલું શું તમે નથી જાણતા ? શું કરવા હવે ખોટી મગરૂરી ખેંચ ખેંચ કરી ખુવાર થાઓ છો ? પાછા હતા તે અવસ્થાએ પહોંચવાનો પ્રયત્ન કરી કન્યા લેવા

દેવાનું હાલનું કઢંગુ ધોરણ બદલી અસલનું ધોરણ પકડો એટલે તુર્ત વિદ્યા, વિવેક, નીતિ, સદાચાર, સદ્ઉદ્યોગ તેને અંગે ધન, નમ્રતા, સુખ અને શાંતી એ સર્વને ઉત્તેજન મળી પાછાં આવશે. આ વિષય કદાચ ઘરડા વરડા જેમનાં પેટ અંધાધુની, અનીતિને અનાચારમાંજ ભરાય છે તેવા કુલીનને નામે ઓળખાતા શેઠીઆ, પટેલીઆને જૂના વિચારના લોકતો નહીં વાંચે અગર વાંચીને પણ ભાઇ આ કળીયુગના વખતમાં કાંઈ એમાંનું બને છે ! વિગેરે કેટલાક બોલ બોલી બરબડશે. પણ હે ઉછરતા, જુવાનીઆઓ તમે આ વિષય ઉપર પુરતુ લક્ષ નહી આપો તો તમારો સ્વાર્થ બગડશે. આ લોકને પરલોકનું સુખ પરવારશે માટે આ પુસ્તક વાંચીને તમે એકઠા થાઓ અને વિચાર કરો કે આપણે ઉદિચ્ય જે આગળથી સર્વ શ્રેષ્ટ ને મહાન એટલે મોટી સંખ્યાને રિદ્ધી વાળા હતા, કે તેમાંથી બીજી બધી જાતના બ્રાહ્મણો ઉત્પન્ન થયેલા કહેવાય છે તે આજ આ દશાને કેમ પામ્યા ? તથા પાછા અસલ અવસ્થાએ જવાના પ્રયત્ન ન કરતાં અંધત્વની પેઠે આંખો મીચીને આગળ એમને એમ ચાલ્યા કરીશું તો થોડાંજ વર્ષમાં કેવી અધમ દશા થશે ? તમને પોતાને તમારી મેળે સુજ ન પડે તો બીજાઓની સલાહ લો અને આ ઢી ત્રિયાની રીત છોડી દેવાને હામ ભીડો એટલે તુર્ત સાર્થક થશે. ઇશ્વર મહેનતનું ફળ આપશેજ. આળસુને ઈશ્વર સહાય કરતો નથી, તમારે જોઇએ તેવાં સભા વિગેરેનાં સાધન કરનારે કરી મુકયાં છે પણ તેનો તમે કયાં લાભ લ્યોછો ? તમે તો જેમ ઘણી સ્ત્રીઓ પરણીને રઝળતી મુકવાને માન ગણોછો તેમ તે ચાલને દૂર કરવા નાખુશ બનોછો. તે તમને એબ લગાડી તમારી હમેશની ખાશીએત બહાર પાડી તમને લજવેછે તમારે કેટલાં

કેટલાં મહાભારત કામ કરવાનાં છે ? તમને પણ બીજાઓની પેઠે માત્ર મીષ્ટાનપર મેળાપ—તે વગર નાતને એક્ઠા થવાનો કે બીજી વાતનો વિચાર કરવાનો રીવાજ નહીં એવી ચાલ ચલાવતા જોઈ ખરેખરો ખેદ થાય છે. નાત સુધરે એતે કાંઈ ઝાડ છે કે એકાદ માળી રાખી સુધરાવીએ, અથવા મકાન છે કે કારીગરો રાખી સુધરાવીએ ! પ્રત્યેક સુધરે એટલે નાત સુધરે અકેક મળી સમુદાય થાયછે. બોલવામાં પણ વર્તવામાં અપંગ શું થાઓ છો ? તમારી અંતઃકરણની આવા શુભ કામમાં કેટલી દાઝ અને કાળજી છે તેની કલ્પના સહેજ થઇ શકે તેમ છે. એકવાર વધારે જાગ્રત થઈ નિશ્ચયતાથી જન્મ પર્યંતનું સાર્થક કરો अपुत्रस्यगृहशुन्यादिशः શાસ્ત્રમાં કહેલ છે કે વાંઝીઆનું ઘર પુત્રવાની સુનું હોય છે. એટલાજ માટે ત્રીશ વરસની વય થયા બાદ પુત્રનો પ્રસવ ન થાય તો જુની સ્ત્રીના ભરણપોષણને માટે ત્રીજે ઠેકાણે યોગ્ય ગોઠવણ કર્યા બાદ બીજી સ્ત્રી પરણવી કદાપી કોઈ કહેશે કે આ ચાલ બંધ કરવો ઝટ બની શકે તેમ નથી આ બોલવુ તદન નાંખી દેવા જેવું છે. ન થઈ શકે તેવું કાંઈજ નથી. માણસ ધૈર્યતા રાખે તો બધું શકય છે. "હીમત મરદા તો મદદ ખુદા" આજ સુધારાનો સૂર્ય સર્વોત્કૃષ્ટ રીતે ખાલી દેદીપાયમાન થઈ હિંદ ભૂમીમાં છવાઇ રહયોછે. તેવાં વખતમાં ઇશ્વર સદ્ કૃપાએ આર્યાવૃતની પુનઃ સુર્યોદય થતો જાય છે. ગૂર્જર ઉદિચ્યો તમે દ્દી ત્રીયાનો નિષેધ કરવા મેદાન પડો, ગમે તેમ કરો, ગમે તેવી મુશીબત થોડા દિવસ વેઠો આપણી જ્ઞાતીના ઘણા કુટુંબોના વ્યવહારીક વહાણો ખરાબ સ્થિતિના ખરાબે ચડી ચુકયાં છે. જો દ્દી ત્રીયાના ઉદ્દંદીઆ ચાલમાં આપણી જ્ઞાતી પ્રવૃત થઈ ન હોત તો બેશક સ્વજ્ઞાતી જે હાલ મહા દુર્દશાને

અધમ સ્થિતિસ્થ થએલી છે તેવું નજ બનત દ્વી ત્રિયાથી થતી ખરાબીનો લાભ આળસુ વિપ્રોને અનુકુળતા ભરેલો પણ પરીણામે ખરેખરો ખરાબી કરનાર થઈ પડયો છતાં શુન્ય મતીહીન થઈ ગયેલા જ્ઞાતી બંધવો તે વિશે પોતાનું અજ્ઞાનપણું પારખી શકતા નથી. એવી જડ બુદ્ધી તથા નીરક્ષરતા વ્યાપ્ત થએલા સ્વજ્ઞાતી બંધુઓ દુઃખ સાગરમાં ડુબતા કીનારે આવવાને પણ અશકત થયા છે. ચતુર્થાવસ્થામાંની પ્રથમાવસ્થા જે બ્રહ્મચર્ય તે સ્થિતિમાં પાળી વેદ વિદ્યાભ્યાસ કરવાને માટે આર્યધર્મ શાસ્ત્રોમાં સુચવેલ છે. ઓછામાં ઓછો એક વિદ્યાભ્યાસ કીંવા નવ વરસ સુધી સતત વિદ્યાભ્યાસ કરવોજ જોઇએ એવી સ્મૃતિકારોની આજ્ઞા છે. સમૃતિકારોએ નવથી છત્રીસ વરસ સુધી વેદાભ્યાસ કરવા નીમીત બ્રહ્મચર્ય ધારણ કરવાનું કહેલું છે. એટલી વય સુધી વેદાધ્યાન કર્યા બાદ લગ્ન કરવું આ નિયમ હવે ઢાંકી મુકી બ્રહ્મચર્ય વ્રત પાળવું તેને બદલે છત્રીસ વરસની ઉમરમાં તો બે બે ત્રણ ત્રણ સ્ત્રીઓ પરણ્યાને પાછા નહી હઠતાં એ બળવત્તર રીતે અયોગ્ય નિયમ ગ્રહણ કર્યો છે. એ બહુજ ખેદ યુકત છે. ઉદિચ્ય બધુઓ તમે આવી વિપરીત દુર્મતિ કેમ કરી ? જેમ રેતીમાંથી તેલ મળવાની આશા વ્યર્થછે, જેમ આકાસમાં પુષ્પ આશા વ્યર્થ છે. જેમ પાષણની હોડીથી સમુદ્ર તરવાની આશા વ્યર્થ છે જેમ છીપમાં રૂપુ પ્રાપ્ત થવાની આશા વ્યર્થ છે તેમ બે સ્ત્રી પરણવાથી સુખી થવું નિષ્ફળ છે. અર્થાત તે મનુષ્ય જીવતો મુવા બરાબર છે, એ નિઃસંશય છે. જ્યારે દ્વી ત્રીયાથી ઉપર વિદીત કર્યા પ્રમાણે સુખ પ્રાપ્તની આશા વ્યર્થછે. ત્યારે આપણે શહેલાઈથી સમજી શકીએ છીએ. કે એવા દ્વી ત્રીયામાં

સપડાએલા દુઃખ સાગરમાં ડુબકાં ખાય એમાં કાંઈ આશ્ચર્ય નથી.

## मरणेयानी चिन्हानी तेन चिन्हानीद्वी भार्यावरं

જે ચિન્હો મરણાવસે મૃત્યુ પ્રાપ્ત થનારને થાયછે તેજ ચિન્હો એ સ્ત્રીઓ વરનારને થાયછે. આવા ચાનક આપનારા શબ્દો પણ એવા અપ્રતિષ્ઠિત બલકે કેવળ નિચ વૃતીધારીઓના હૃદયમાં અસર કરતા નથી. હેવા દી ત્રીયા વાળા શુન્ય હૃદયો જાણી સાનંદાશ્ચર્ય થાય છે. અહો ! વિદ્વાન આર્યના સુપુત્ર રૂષિના ઉદિચ્ય વંશજો આવી નિચ વૃતિજ દુઃખમય છે એવું જાણવા છતાં કૂડા કૂચાલની અભિલાષા રાખવાનું શું કારણ છે? હું ખસુસ ખાત્રીથી કહુછું કે દી ત્રિયા વૃતિનો નિચ રીવાજ પકડી બેસવાથી દ્રવ્ય હાની, સુખ હાની, આબરૂ હાની, વડીલો પાર્જીત મીલકત હાની અને જીવ હાની પણ થાયછે.

કહ્યું છે કેઃ—

### દોહરો.

ભાગ્યહિન કો ના મીલે, ભલી વસ્તુકો ભોગ;
દ્રાખ પકે મુખ પાક હો, હોત કાગકે રોગ.

**અર્થ.**—જે કમનસીબવાન છે તે સારી વસ્તુનો લાભ લઈ શકે નહીં, જુઓ કે જે વખતે દ્રાક્ષ પાકે છે તે વખતે કાગડાની ચાંચ પાકવાનો રોગ થાય છે, આ પ્રમાણે ઇશ્વર કૃપાથી અનુકુળ સંધીનો લાભ ચુકી ભાગ્યહીણમાં ખપવાની એવકુફાઈ ઉદિચ્ય બંધુઓએ છોડી દેવી મુનાસબ છે. પોતાથી બને તેટલો સ્વજ્ઞાતી સુધારા માટે પ્રયત્ન કરવો. આપણું તથા આપણા વંશજોનું બહેતર ચહાવા ઉપરાંત આખી જ્ઞાતીના હિતેચ્છુ તરીકે અગત્યતામાં ખપવું જોઇએ. પ્રત્યેક

મનુષ્યની ફરજ પોતાના કુટુંબનું સારી રીતે ભરણપોષણ કરવું એટલીજ નથી પણ તેણે પોતાની કોમનું કલ્યાણ થાય તેવા ઉપાયો કામે લગાડવાને મહેનત કરવી. પછી પૈસાથી ન બને તો બુદ્ધીથી ને તેથી ન બને તો સુજ્ઞ સજ્જનોની અક્કલને અનુસરી સામેલ થવું. જે ઘેર વેદધ્વનીની સંભાળતો નથી અને જ્યાં અતિથીનું આવવું થતું નથી તે ધર શ્મશાન બરાબર છે માટે ઘરમાં વિદ્યાધ્યન થયા કરે, ભણવું, ભણવું ને ભણવુંજ. વીશ વર્ષનો થાય ત્યાં સુધી તેને પરણવાની ઇચ્છા ન કરવી. અને માબાપે ફાંસામાં ફસાવવો નહીં. જેનાં માબાપ સમજુ અને અનુભવી છે. તેઓ આ બાબતપર ખસુસ ખ્યાલ કરશે. જે સમજુ યુવાનીઆ છે તે સ્વતંત્રતા પકડી બ્રહ્મચર્ય વ્રત પાળી યોગ્ય ઉમરે સર્વાંગે કુશળ અને વિદ્યાવંતી એકજ કન્યા સાથે પોતાનો જન્મારો કાઢવા કબુલ કરશે એમ થશે ત્યારેજ ઉદિચ્યોની અને બધી કોમની સારી દશા થશે. ઇશ્વર ! આવો વિચાર આર્યાવ્રતના વતનીઓને ગળે ઉતાર !

એક કરતાં વધારે સ્ત્રીઓ એક પુરૂષ પરણે તેથી કંટાળો આપતી કઠોર વાતો આપણા કાન ઉપર આવેછે તેથી આપણને કમકમાટ છુટેછે. ખસુસ એ માઠો બનાવ (રીવાજ) આપણી પવિત્ર ને ઉત્તમ જ્ઞાતિને છેકજ લીલું લગાડનાર છે માટે એવી ફજેતીઓથી આબરૂ ગુમાવવા કરતાં એવા શોકકારક બનાવ બનતાં બંધ પડવા સારૂ યોગ્ય પગલાં ભરવામાં આવે તો સંતોષકારક છે. આજ ઉપરથી પ્રથમારંભથી આંહી શુદ્ધ ઉદિચ્યોની હાલત હકીકતથી માહીતગાર થએલો માણસ હીણભાગી ઉદિચ્ય બંધુઓની તુલના સહજ કરી શકશે. કવી મહાસુખરામ પોતાની એક કવિતામાં લખી ગયાછે કે.

## શેળા વૃત.

સંસ્કૃત વિદ્યા તણો નાશ વીપ્રો એ કીધો,
ઝાઝી નારે જોગવટો વીણ જરથી લીધો.

આ ઉપરથી એમ તો સ્પષ્ટપણે સાબિત થાયછે કે બે સ્ત્રી પરણવાની દુષ્ટ રૂઢીએ વાસ કરી આપણી ઉત્તમ જ્ઞાતિ ભ્રષ્ટ કરી છે.

અરે ! ઓ ચંડાળ દુષ્ટ દ્વીત્રીયાના ઉફંદીઆ નિષ્ઠુર કુચાલ ! તે અમારી મહા પવિત્ર ભૂમીમાં પેશી તારી પાપી પ્રકૃતિએ કરોને સત્યા-નાશ વાળી મુક્યું છે. તારી કટાક્ષે ચઢેલા કોઈ મોટા કે નાના, પંડીત કે મૂર્ખ, રાજા કે રંક ને આરામ પામી ઠરી ઠામ બેસવા પામ્યા નથી ને પામશે પણ નહીં. જે હવેલીઓમાં શુરા ઉદિચ્યો પોતાના કુટુંબ સુદ્ધાં બડા મોજશોખથી રહેતા હતા, તે મકાનમાં બે સ્ત્રીઓનો વાસ થવાથી કાળાં લાંબી પાંખના ચામાચેણનો વાસ કરાવ્યો ને પુષ્કળ હીરા મોતીને ઝવેરના ભંડારમાં લાંબા પુંછના ઉંદરને કોળ રહેતા કર્યા. તથા અદ્ભૂત શુશોભિત મહેલને કાળો મેંશ જેવો ને ભયંકર બનાવી ચતુર કારીગરે કરેલી કાષ્ટની કારીગરી ઉધેને હવાલે કરી ધિક્કાર ! ધિક્કાર ! રે ધિક્કાર ! ! અરે મ્હારા સ્વજ્ઞાતી બંધુઓ ! આ વિષય વાંચતાં આપણને શું એ દુષ્ટ કૂચાલ ઉપર તુચ્છકારનહીં આવે ? અને શું એ દુષ્ટ રીવાજને ધિક્કારીને તેને દૂર નહીં કરો ?

મ્હોટી દીલગીરીની વાત એછે કે, આ દુષ્ટ રીવાજથી આપણો આખો દેશ ખરાબ થયોછે છતાં આંપણી જ્ઞાતી તે દુષ્ટ અરીને અળગો કર્યો હોય એમ જરાએ જણાતું નથી. મુઠીભર થોડા માણસોથી સુધારો થવો મુશ્કેલ છે. માટે દરેક ભાઇઓએ આવી બાબતમાં બનતો પ્રયત્ન કરવો જોઇએ. યત્ન એ ઉન્નતીનાં ઓજાર છે તેવા

ઓજારને શા માટે અળગુ કરવું જોઇએ? માટે હે રૂષી વત્સલો! હવે જરા વિચાર કરીનેદુષ્ટ રીવાજ રૂપી અહીં મને દૂર કરો જેથી આપણી જ્ઞાતીનું શ્રેય સત્વર થશે.

બીજી પ્રજા જ્યારે કેળવણીના વધારામાં અને સુધારાના પુરમાં સંપૂર્ણ આનંદ લેછે ત્યારે આપણા દેશ બાંધવો કોઈ એક સ્ત્રી પરણીને રખડતી મુકી, તો કોઇએ બે અને કોઈ તો એવા બ્હાદુર માલમ પડશે જેની પછવાડે ત્રણ ત્રણ સ્ત્રીઓ કેશ ચુડા ઉતારે; અને તે બધીનું કે પોપચુ થવાનું જોઇશું તો આપણી જ્ઞાતીને કેવળ એબ લગાડનારૂજ માલુમ પડશે આ થોડી ખેદદાયક વાત છે?

અફ્સોસ! તેમની હાલતને કમ સમજપર! અફ્સોસ તેમના દુઃખદાયક રીવાજને તેથી થતા ભયંકર પરીણામ ઉપર! અને વધારે અફ્સોસ તેમાં સપડાઈ ગયેલી રાંકડી અબળાઓની, નિર્બળ ને નિરાધાર દુઃખ ભરી હાલતપર!! ધિક્કાર છે. એવા કુચાલને ઉત્તેજન આપનાર તથા તેવા કમ સમજુને ચડાવણી કરી ખરાબી મેળવનાર આવી પ્રાણઘાતક ને હીનસમતી ભરેલી ચાલથી તમારી ખરાબી હંમેશ થતી જોઇએ તથા જાણીએ છીએ તોપણ તેને છોડી કે ઘટાડી શકતા નથી એ અફ્સોસ કરવા લાયક છે.

જે ઉપાય આપણા હાથમાં છે, જેમાં પૈસા ખર્ચ થતા નથી, જેથી જીવ જતો નથી, જેથી દેશાવર વેઠવો પડતો નથી, જેમા કાંઈ જોખમ લાગતું નથી એટલુંજ નહીં બલકે જેમાં સર્વોત્તમ સુખને ફાયદો છે, જે ફાયદા અને સુખમાં બીજા હજારો ફાયદા સમાઈ રહેલા છે. આવી તમારા સમાન મૂર્ખાઈ, કમ સમજ બીજા કાનમાં કહેવી? જે હથીઆર તમારો ઘાત કરેછે તે હથીઆરનો નાશ કરવાને કે અળગુ

કરવાને શક્તીવાન હોવા છતાં તેનો નાશ નહીં કરતાં નાંખી નહીં દેતાં હાથેજ ઘાત થવા દોછો. દ્વી ત્રિયામાં ફસાએલા પુરૂષોને મહા મુંજવણ અને દુઃખ થવાથી અન્ય રસ્તો રહેતો નથી ત્યારે આપઘાત કરેલા નથી સાંભળ્યા ?

---

## દ્રષ્ટાંત.

સાંમ્પ્રત સમયમાં સાભ્રમતીને તટે આવેલા પેથાપુર ગામમાં લવજી કરીને એક ઉદિચ્ય બ્રાહ્મણ રહેતો હતો જેની ઉમર વીસ વરસની થયા બાદ તેણે એક સ્ત્રી સાથે લગ્ન કર્યું. બાદ સંસાર વ્યવહારમાં અણુરાગ અને ઉચક મન થવાથી એકદમ તે સ્ત્રીને દુઃખી કરવાના ઈરાદે બીજી સ્ત્રી પ્રેગપ્રાર સાથે વિધીયુક્ત લગન કીધું. જુની સ્ત્રીને હંમેશ મુષ્ટી, પાટુ અને તમાસાના પ્રહાર બિચારી નિરાધાર સ્ત્રી ઉપર વિના કારણે ચલાવે. કુસંપ દીનપ્રતીદીન વધતો ચાલ્યો સામાસામી ગાળો મેણાંટુણાં અને છણકા છાકોટાથી આખા ગામમાં લવજી ફજેત ફજેત થઈ ગયો, કષ્ટાગ્ની સહન નહીં થવાથી છાનોમાનો ઓરડામાં બેસી આ મહાફંદ કેર. રડે અને બહુ કલ્પાંત કરી કહે કે મારા શા ભોગ લાગ્યા કે મેં બે સ્ત્રીઓ પરંણી! એક વખતે નવી સ્ત્રી મંડી ઉપર રસોઈ કરતી હશે અને હેઠળ જુની સ્ત્રી કંઈ ઘરનું કામ કરતી હશે તે પ્રસંગે આ દુષ્ટ લવજી નવી સ્ત્રીને માટે બજારમાંથી કંઈ ઉત્તમ કપડુ લાવ્યો અને મેડી ઉપર નવીને આપવા માટે નીસરણીનાં પગથીઆં ચઢે છે, એટલામાં જૂની સ્ત્રી સમયસુચક હોવાથી તથા પેલુ નવું કપડુ દેખવાથી ઉભી થતાંવાંત પેલા પુરૂષનો બે હાથે પગ ઝાલી રહી અને કહેવા લાગી કે નવી માને શું આપવા

લઈ જાઓછો? હું તો એમને એમ જવ તલ હોમ્યા વગર આવી
હઇશ! કેમ શું તમે ધારો છો? લાવો એ સાલ્લો આપો મને નહીતો
જોયા જેવું થશે. નવી સ્ત્રી મેડી ઉપર રહીને આ પુરૂષની માથાની
ચોટલી ઝાલી ખેંચવા લાગી. એક તરફ નિચે પગ તાણે અને એક
તરફ ઉપર માથુ અને ચોટલી તાણે. આ વખતે પેલા પુરૂષની કેવી
સ્થિતિ થઈ હશે કેવું જવાળારૂપી દુ:ખ થયું હશે? પડોશીનાં માણસો
બુમરાણ અને રડાપીટથી એકઠાં મળ્યાં અને તમાસા જેવું દેખી ધિ-
ક્કારવા તથા હસવા લાગ્યાં. પેલા લવજીથી મોં જ્ઞાતી બંધુઓમાં શી
રીતે બતાવાય? એમ ધારી તેજ રાત્રીએ વિષખાઈ આપઘાત કીધો.
અરે! આ દાખલો કેવો ધડો લેવા જોગછે. અરે ઢી ત્રીયાથી કોઈ સુખી
થયું નથી તેમ થવાનું પણ નથી એ સર્વ માન્ય સિદ્ધાંત છે.

આ હકીકતથી તોગાહછો સ્વજ્ઞાતી બંધુઓ પોતાના દુ:ખદાયક
રીજવાને તોડી પાડવાની ઉંઘ ક્યારે ઉરાડશે? તમારૂં જે વખતે લગ્ન
થાયછે તે વખતે કેવી પ્રતિજ્ઞાઓ કરોછો? તેને કોરાણે મુકી સ્વછંદી
પણે વર્તોછો નામના કહેવાતા કુલીનો એક ઉપર અનેક પત્નીઓ
કરેછે. પછી તેને ખાવા પીવા તથા પહેરવા ઓઢવાને પુરતુ નહીં મ-
ળવાથી ફજેતીના ફાળકામાં જીવ ચગડોળ ચઢેછે. આવી રીતે ભટકતી
મુકવા બીજી સ્ત્રી સાથે શું કરવા લગ્ન કરવું જોઇએ? ને ખેર! કર્યું તો
તેને પાળવી જોઇએ. તે તો ખુલ્લુંજ છે. તો તેવી સ્ત્રીઓ સાથે
સંસાર વ્યવહાર તજી ભાઇ સાહેબ નવાં બાઈ સાહેબ સોધે તો બિચારી
અનાથ અબળાઓની શી ગતિ? કૃષ્ણારામ કહેછે કે.—

સાઠે વરસે સાન કંઇકે મુકી ધરણે.
વારૂથઈ વિધ્વાન ફરી ફરીને પરણે.

એકથી વધારે સ્ત્રીઓ કરનારની વયનું માપ કૃષ્ણારામે સાઠ વર્ષનું કહ્યુંછે. અને તે પ્રમાણે એકથી વધારે સ્ત્રીઓ પરણનારમાં વિદ્વાનને પણ ગણ્યાછે. કૃષ્ણારામ પોતાના શબ્દ સંગ્રાથી તે ઉપર આગળ જતાં ખૂબ ધિક્કાર બતાવેછે તેમણે શબ્દ રૂપી ધખાવેલા ગોળાના ગુણકારી ડામો દેવામાં ડહાપણની કસર કાંઇ કરી નથી. પરંતુ અભણીઆ ઉદિચ્યો આંખ ઉઘાડીને તે તરફ જોતા નથી. વધારે સ્ત્રીઓનો ભાડે લીધેલ સાંકડા ઘરમાં સમાસ થતો નથી તેથી તથા બીજાં કેટલાંક કારણોથી તેઓ પીયર કે મોસાળ રખડી ઇશ્વરઉપર કરી કાળ નિર્ગમેછે એવી સ્થિતિમાં ઉદર પોષણના સાંસા પડેછે આવી ચએલી સ્થિતિમાં એવી સ્ત્રીઓની ચિત્તવૃતી નિતીમાર્ગથી ઢળી જાય છે. ઉદિચ્ય રાજાઓને એક બૈરીથી હીણપત લાગે છે. એટલે રાજા ઇલકાબ પ્રમાણે બે ત્રણ ચાર બૈરીઓ ન હોય તો તેમનું ભૂશણ શું ? રાજાને માત્ર એકજ બૈરી હોય તો તેથી તેમની લાજ જાય સિધપુરને અમદાવાદના ઉદિચ્ય રાજા બહાદુરો પોતાના વિશાળ ભૂખ દુ:ખ મય રાજ્ય મહેલમાં પોતાની રાણીઓ સાથે જનાનાની મરદાઇને હાકમી બડી ધામધુમ, મ્હોટાઇ, ને અક્કડ થઇ બજાવે છે, ઘરમાં જ્યદેવી ( ભૂખ ) ફરતી હોય છે. તેજ શકનર બે ત્રણ બૈરીઓની વાંરગી કરી ચુકયા હોયછે. "બૈરી બાંધવી ને હાથી બાંધવો એ બરાબર છે." પરંતુ ઉદિચ્ય રાજાને તેની શી ગણુતી છે ? મૂળમાં તે વિચાર કરવાને અશક્તને અયોગ્ય હોય છે. જ્યાંસુધી પાલવે અને અનાજ પહોંચે ત્યાં સુધી રાંડને ભેગી રાખે અને ખોરાક ખુટયો કે એ નિરપરાધી, નિર્ભાગ્ય રાંક બિચારી અબળાની હાલત જોઇલ્યો ! તેના ઉપર ગાળ ગલોચ, ઢીંકાપાટુ, માર પછાડ, છાણુક તરફોડા ને

એવા દુખાનો વરસાદ વરસે છે. તે તો પરમાવધિ ! કૃષ્ણારામે કહ્યું છે કે "કંઈ પરણેલી નાર પ્રહાર કરે ત્યાં પેખી" ઇત્યાદી વિટંબણાઓ તે સ્રીને શીર બહુ વીતે છે. તો પણ તે રાંકડી અબળા એવું અસહ્ય સંકટ ઘણી ગંભીરતાને ધૈર્યતાથી સહન કરે છે. અને પોતાના માબાપ સગપણ કરનાર અને તકદીરને બહુજ શ્રમ દેછે. તથા નિંદે છે. પોતા ઉપર ગુજરતા ગજબનો કે જુલમનો ઈનસાફ માગવાને બદલે પોતે હાય અફસોસથી બેસુમાર ગમગીનીમાં ગીરફતાર થઈ રહેછે. તે બિચારીની સંભાળ લેનાર કોણ?

આધુનીક સમયમાં ઘણા ઉદિચ્ય બધુઓ જાહેર ભાષણો ઈત્યાદી રીતે પોતાના વિચાર દ્વીત્રીયા નિષેધ કરવા જણાવે છે. પણ અંદર ખાનેથી તેઓને નિયમ સાચવી શકતા નથી. અને કહેતા પણ કરતા નહીં આવો હાસ્ય જનક પ્રકાર કેટલો બધો સોચનીય છે. તેઓ ગમે તેટલું વક્તા તરીકે ભાષણ કરે બારીક અવલોકનથી વિષય લખે પણ અંદર ખાનેથી બેને ત્રણ બૈરીઓ પરણવાથી લોકોના મનને જોઇએ તેટલી અસર થતી નથી.

સ્વજ્ઞાતીના સુજ્ઞ બંધુઓએ કમરકસી પૂર્ણ નિશ્ચયી ટેકથી મેદાન પડી યોગ્ય વિચાર પ્રદર્શીત કરી પ્રજાના મન ઉપર અસર કરે તેવી છાપ પડે તો બેશક સ્થીતીયંતર થયા વીના ભાગ્યેજ રહેશે અને જ્યારે દેશનું શ્રેય થશે ત્યારે જ્ઞાતીની ઉન્નતી થવાને પણ વિલંબ નહીંજ થાય.

બિચારી રાંકડી રામાનો માંકડો પતી જે કુળરૂપી મદથી આંકડો રાખી ફાંકડો થઈ છકેલો ફરેછે તેનો દમામ, દંભ અને વડાઇનીતો વાતજ કરવી નહીં. પરમેશ્વર કરતાં પણ પોતે વિશેષ ઉંચા કૂળનો

હોય તે મીશાલે તેનું ઉદ્ધતાઇથી જેવુંને જેટલું બોળી દેવાય તેવુંને તેટલું ત્રાડીને શીખામણ દેવા આવનાર પ્રત્યે બોલવું તે સાંભળી એક અચળ ક્ષમાધર પણ સુરાતન કીંવા ક્રોધમાં આવી જાય આ મુજબ એ બાળાના દુઃખની કાંઇ સીમા હોતી નથી આવું પ્રત્યેક સ્થાને પ્રત્યક્ષ જોવામાં આવવા છતાં મૂર્ખ મા બાપો પોતાની પુત્રીને એ કષ્ટજન્ય છાબંધ કુવામાં નિર્દય થઈ નાંખી દેછે અને તે છોકરીને તેના તકદીરને હવાલે સોંપેછે. એક ઉપર બીજી, બીજી ઉપર ત્રીજી પરણનાર હવે કયારે અટકશે ? કુમળાં કલેજા અબળાઓનાં શેકનાર કયારે સુધરશે ? એમ જેના તેના મોંઢામાંથી ઉદ્દગાર નીકળેછે. અફસોસ! સ્ત્રી જાતીના કટ્ટા દુસ્મનોના મગજમાં એ દુઃખદભરી બીનાનો પરીત્યાગ કરવાનું જ્યાં સુધી સુઝતુ નથી ત્યાં સુધી કોઈ દિવસ આ નિબંધ અનર્થ અને મનુષ્ય જાતીના ભલાની ખાતર ઇશ્વરે નિર્મેલા ધારાથી ઉલટા ચાલનારને ચાનક આવનાર નથી ? કયાં સુધી વિનતીઓ અને ભલા-મણોથી વિનવીએ ? હર વર્ષે લગ્નગાળો બેઠો કે કીશોર વયની અ-બળાઓના દીલમાં અગ્ની પ્રદિપ્ત થવાનો ! ! નીશ્વાસોને રૂદન શરૂ થવાનાં. કોઇને નવાં સાસરીઆમાં લાવા (લ્યાળા) લેવાનો તો કોઇને મોટાઇમાં બૈરીઓની શંખ્યા ગણવાનો ચાળો થઇ આવેછે. નથી ચાંલ્લાનો નિયમ કે નથી પુરતનો ધારો, જેમ આવ્યું તેમ લીધું, એજ સમજણાં થઈ પડીછે. અફસોસ ! ! દ્વી ત્રીયાની કહાણીનો પાર રહ્યો નથી. કેવળ નિર્દોષ અબળાઓને માથે શોકય આમ કરવાથી કજીઆ કંકાસ વધતા જાયછે. અન્ન વસ્ત્ર સારૂ અદાલેતચઢેછે. કેટલીક શુદ્રને ઘેર રાંધેછે કે પછી તેથીએ બીજા ઇલાજ લેછે. આ બાબત સુજ્ઞ શેઠીઆઓ કશો પણ ઇલાજ નહીં લેતાં વેઠીઆ જેવા બની ગયાછે.

એ પણ દુકાળમાં અધિક માસ સરીખુ બન્યું છે. જ્યાં કુસંપને અટે-ન્માઈ ત્ય ઐકયતાનો પરીપૂકવ પાયો થાયજ નહીં. તે આંહી જોવામાં આવેછે. હવે હદ વળી, હવે ઘણું થયું. સુંદરીઓનાં સોણીત સોસ-વામાં, કલેજાં કકડાવવામાં અને બીજા અનેક અનર્થ થવામાં મણા રહી નથી. સ્રીને પરણ્યાબાદ પાછળથી જે ગેરવ્યાજબી વર્ત્તણુક ચલાવી તેને દુઃખ દેવામાં શુરા ઉદિન્યો શુરવીર ગણાયછે પણ તેમણે જાણવું જોઇએ તે બાબત શાસ્ત્રકારોની કેવી આજ્ઞા છે ? પારાશર કહેછે કે—

**अदुष्टापतितांभार्या, मुर्खोयस्तुषरित्यजेत् ॥**
**सप्तजन्मानिसास्त्रित्वं, सवैधव्यमवाप्नयात् ॥१२॥**

અર્થ—નહીં દુષ્ટ એવી અને પવિત્ર એવી ભાર્યા જે સ્રી તેને પોતાનો સ્વામી મુર્ખપણા વડે ત્યાગ કરે તો સાત જન્મ સુધી પોતે સ્રી થઇને વિધવા પણું ભોગવે.

વિદુરે ધ્રુતરાષ્ટ રાજાને કહ્યુંછે કે,—

**पूजनीआमहाभागाःपुण्याश्चगृहदीप्तयः**
**स्त्रियःश्रियोगृहस्यो क्तास्तस्माद क्ष्या विशेषतः**

સદા ચરણવાળી, પવિત્ર તથા ઘરમાં દીવા રૂપ એવી સત્કાર કરવા લાયક સ્રીઓ ઘરની શોભા છે; તેથી વિશેષ પણાએ રક્ષણ કરવા યોગ્ય છે.

માનવ ધર્મ શાસ્રના નવમા અધ્યાયમાં કહ્યુંછે કે,

**अन्योन्यस्याव्यभीचारो भवेदामरणांतिकः**
**एषधर्मःसमासेन ज्ञेयःस्त्रीपुंषयोःपरः**

મરતાં સુધી સ્રી પુરૂષનો પરસ્પર ભાવ ચાલુ રહે એજ તેમનો

સંક્ષેપથી પરમ ધર્મ જાણવો.

દ્રી ત્રિયાનો નિષેધ કરવા કાળજીવંત થશો તો તમારૂં શ્રેયુ થશે એટલુંજ નહીં પણ તમો દુર્ઘટ દબાણમાંથી મુક્ત થઈ સારી સ્થિતિને પાત્ર થશો. એવી સદ્દગતિ પરમકૃપાળુ પરમેશ્વર તમારા હૃદયમાં સ્થાપન કરે ને સર્વ સ્વજ્ઞાતિ બંધુઓનો અભ્યુદય થાઓ.

બે સ્ત્રીઓ પરણવાનું ઊદિચ્યોને જીવસાટે વ્યસન થઈ પડયું છે. તે પ્રાણાંત થતા સુધી છુટે નહીં એવો હરામ ચસકો હરામ દાનત અને હરામનું ખાવાવડે લાગેલો છે. ઉદિચ્યોની સ્થિતિમાં આવો વિપરીત મહદંતર થએલો જાણીને અપૂર્વ ક્ષોભ થાય છે. અને તેથીજ કાંઈ પણ શુભ સ્થિત્યંતર નહી થતાં દીન પ્રતીદીન અધીક દુર્દશામય દુઃખ દરીયામાં ડુબશે. માટે જેમ બને તેમ સુધરવું ઉચિષ્ટ છે કેમકે ચાલતો જમાનો કાળગમન પદ્ધતીથી પ્રતીકુળ થવા લાગ્યો છે. માટે સમયાનુંસાર થવામાં જો દીર્ઘસુત્રતા રાખશો તો આજ સુધીં થોડી ઘણી જાળવી રાખેલી આબરૂ ગુમાવી દેશો માટે ચેતો ને સ્વહિતેચ્છુ થાઓ ઉદ્યોગ, પરાક્રમ, પરીશ્રમ કે ઉજાણીના ઊપાયો લેવા જ્ઞાતી પછાત છે ત્યારે તેમને સ્થિતિ ભ્રષ્ટ થતા અટકાવવાનો સ્તુત્ય ઉદ્યોગ જેઓ લઇ બેઠા છે. તેમની પરોપકારી ધારણામાં મહા વિટંબનાઓ નડશે તોપણ તેઓની સુધારણા પરમ કૃપાળુ પરમેશ્વર પાર પાડશે, અને મારા હઠીલા આળસુ, મિષ્ઠાનેચ્છુ, જ્ઞાતી ભાઇઓની ભ્રમીત વૃતીઓ દૂર કરશે.

**દ્રી ત્રીયાથી ઉદિચ્યોની થએલી અધમ દશાનો મુકાબલો.**

બીજી જ્ઞાતીઓને પડતી મુકી એક સાધારણ સ્થિતિનો વણીક અને સાધારણ સ્થિતિમાં ખપતો ઉદિચ્ય એ બેનો મુકાબલો કરશું

તો તેમાં અશમાન જમીનનો તફાવત જણાશે પરંતુ એક કનિષ્ટ સ્થિતિમાં ગણાતો વાણીઓ અને મધ્યમ સ્થિતિમાં ગણાતો ઉદિચનો મુકાબલો કરવાથી તેઓ ઘણી રીતે એક બીજાની સ્થિતિમાં સમાન થાય ખરા આટલો બધો તફાવત પડવાનું કારણ "પાછળ મતિઆ બ્રાહ્મણ" બ્રાહ્મણે વિધા વેચેલી છે. "બ્રાહ્મણો દ્વી ત્રીયાના ચાલને વળગી રહ્યા છે." એ કહેવત ખરી છે કેમકે ફલાણા રીવાજથી આપણી દીન પરદીન ખરાબી થતી જાયછે. એવું પોતે સમજતા તથા જાણતા છતાં અને તેથી પોતાને થતી હાનીને એ ના પસંદ ચાલ વિશે જાહેર રીતે બબડતા છતાં પણ તેથી પોતે અલગ થતા નથી. અગર બીજી રીતે કહીએ તો એ નાશકારક રીવાજને દૂર કરી શકતા નથી. એ કેવી નાદાની, ના મર્દાઇને બેવકુફાઈ છે ?

દોહરો.

જાની બુઝી અજુગત કરૈ, તા સૌ કહા બસાય;
જાગતહીં સોવત રહે, તાહી કોસકે જગાય. ૧

અર્થ—જાણી બુઝીને અવળાઈ કરે તેનો શો ઉપાય કરવો ? જાગતો હોય તે સુતો રહે તેને ગમે તેમ જગાડો તોય પણ ન ઉઠે.

પ્રીય ભાઇઓ ! તમે કેવા કર્મહીણને બોળુ પેદા થયાછો ? તમારા પરાક્રમી ને પ્રતાપી પૂર્વજોએ મહાભારત મહેનતથી પ્રાપ્ત કરેલ વિધા, નિતી, ધર્મ, સદાચ્ચાર ને કીર્તી એ તમારા જેવા અવળચંડા, ઉંધ ખોદીઆ, કપુત, જ્ઞાતીશત્રુ ને ભાગ્યહીણની હૈયાતીમાં લેશમાત્ર પણ જોવા વખત રહ્યો નહીં. પણ તેથી અતી વિરૂદ્ધ, હાની કારક, દુઃખકારક ને શોક કારક બનાવ તમારી નજરે પડેછે. જ્ઞાતીભાઇઓ ! આ હાલતે પહોંચવાનું તથા એવા મહદંતર પડી વિરૂપ થવાનું

તમારા કરતાં તમારા બાપદાદા વધારે ઠપકા પાત્ર છે. કેમકે તેઓએ નઠારા રીવાજોને જો નિર્મુળ કીધા હોત તો આપણી સ્થિતિ સુધરવા માંડી હોત. પણ તે રીવાજોને જેમના તેમ ચાલવા દીધા એ તેઓની ગાડરીઆ પ્રવાહ જેવી અંધ પરંપરા રસમ આપણો કટો દુશ્મન થઈ પડીછે. કે જેની હાય અફસોસ કરવાની તકદીરમાં સરજત કીધી હોય એમ સમજાય છે. હવે આજ સુધી થતી આવેલી ભૂલ નહીં સુધારો અથવા નાશકારક નઠારા રીવાજોનો અટકાવ નહી કરો તો બાપદાદા કરતાં પણ વધારે ઠપકા પાત્ર તથા ખરેખરી ખરાબી થશે. કેમકે હાલનો પ્રસંગ સાનુકુળ છે. લાભકારક સુધારાઓ કરવાને સુગમ પડતાં સાધનો હાલ મળી શકે તેમ છે. પૂર્વ કાળના જેવી કઠીણતા હાલ રહી નથી માટે હાથ આવેલી અછીતક લાભને જતા કરી ખોવી નહીં જોઇએ.

પ્રીય બંધુઓ ! દ્રી ત્રીયાના બુરા ચાલને દૂર કરો સબબ દ્રી ત્રીયાની સાથે કુસંપ, કલેશ, પ્રતિકુળ હોયછે અને પછી તેમના સાથીતો વ્યભિચાર, અપકીર્તી ફજેતી, શોક, કષ્ટ, સંતાપ, અધર્મ અમર્યાદા, સ્વછંદીપણુ, અપમાન્ય ઇત્યાદી તેઓ પોતાના સર્વ સાથીઓને સહ વર્તમાન લાવી નિરાંતે નિવાસ કરી રહેછે અને તેઓ પછી સંસાર ત્યાગ, પરપુરૂષ સહગમન વિદેશ ભ્રમન તથા આપઘાતનાં પરીણામો દર્શાવેછે. આ બધા બુરા બનાવનો જન્મ આપનાર તથા હાની થવાનું કારણ કોણ ? હું ઘણીજ દિલગીરીથી તેનો ઉત્તર આ-આપુંછું કે તે દ્રી ત્રીયાજછે એવા દુર્મતિ નિચને હવે પછી કેવાં ફળ ભોગવવાં પડશે. ? कृतकर्मक्षयोनास्ति એ પ્રમાણે તેઓના અદ્રષ્ટ ભ-વિષ્ય કાળમાં નક્કી કાળાં કષ્ટ નિર્મેલાંજછે. દુઃખ પામતી સ્ત્રી બિચારી

અશ્રુપાત કરી પોતાના માબાપના નામનો છેડો વાળી હૃદયભેદક રૂદન કરી તેમને જે અસંખ્યને ઉગ્ર શ્રાપો આપેછે તે ન્યાયી જગત નિયંતા શું નથી જાણતો ? પાપી માબાપો દીકરીના દુઃખને માટે તેના તકદીરનો દોષ બતાવી પોતાના કાળાકૃત્યનો મોટો વાંક છુપાવે છે. પરંતુ તેમની એ ઠગાઈ જગતના અલ્પજ્ઞી પ્રાણીને છેતરવાને કદાચ લાગુ થાય તથાપી સર્વવ્યાપક શ્રષ્ટી કર્તા વિશ્વપિતા તે દગાના દાવમાં ઠગી આવવાનો છેજ નહીં. તેતો સર્વજ્ઞછે. તેવાં કાળાં કૃત્યો કરનાર સર્વે તેની જાણમાંજછે.

અરે નિર્દયને કઠોર કાળજાના દી ત્રીયાનો ચાલ પસંદ કરનારો આ ! તમારી દીકરીને માટે તમે જરાપણ શું દયાવૃતિ નહીં રાખો ? અરે નિચપારધીઓ ! શું તમે તમારી સુતાઓનું શ્રોણીત પીવાને પણ શરમત્યાગી તત્પર થયાછો ? તમારી તૃષા શું તે વિના તૃપ્ત નહીંજ થાય! અરે વજ્ર હૃદયના કાળાં કરમ કરનારા નામ બોળુ, તમારી રાંક અનાથ પુત્રીએ તમારૂ શું બગાડયું છે !, કે તેના ઉપર તમો કટ્ટા શત્રુ કરતાં પણ વિશેષ વેર લેવાને ચુકતા નથી ? ને અજ્ઞાન બાળા બિચારી તમારી દયાને સત્તા ઉપર મગરૂર તથા પુસ્તક છતાં તમો વિશ્વાસઘાતી, દ્રવ્યલંપટ, મહાપાપીને નિચ થઈ તેમની અજ્ઞાન અવસ્થાઓંજ એક મહા ભયાનક સંકટારણ્યરૂપી સંસારમાં મહા આપતીઓ ભોગવવાને જાણી જોઈ દેખી પેખીને નાંખોછો તેથી તે બિચારી પાછળથી દુઃખી થાયછે. અને અતી આક્રંદ કરેછે. ત્યારે તમો તેના કમનશીબનું બહાનું કાઢી તમારો મહા દોષ છુપાવવાની તજવીજ કરોછો. એ શું યોગ્ય છે ? શું એથી તમારો દોષ અચ્છાદીત રહેછે ? આવાં ક્રૂરકર્મને હડહડતી પાપી ધારણા પરમકૃપાળુ પરમેશ્વર કદી સહન

કરશે નહીં. પરંતુ તેનો યોગ્ય બદલો તમોને સખત નસીબતના આ-કારમાં આપશે. એવાં કેટલાક દાખલા તમોએ નજરે જોયા છતાં પણ તમો હૈયાફુટાઓ કાંઇ પણ પાછુ વાળી કે વિચાર કરી જોતા નથી એ ખેદકારક છે. મારા જ્ઞાતી બંધુઓની એવી વિપરીત દુર્મતિ મટે તેવી રૂડી પ્રેરણા તેમના હૃદયમાં હે કૃપાળુ પરમેશ્વર કૃપા બુદ્ધીથી તમે કરો.

શાંકયોના પ્રપંચ, સ્વાર્થ દ્રષ્ટીને માર્ગીક વિચારોને લીધે નાના પ્રકારની વિટંબનાઓ વેઠવી પડે છે અને અંતઃકરણ નિરંતર દુઃખ, શોક અને ચીંતામાંજ ડુબેલુ હોય છે. તે સંસારી સુખ વિશે અભા-ગીઓ અને આબરૂ ગુમાવનાર તરીકે લોકમાં લેખાય છે. એક સ્ત્રી તરફ કમી જાસ્તી પ્યાર તથા વધુઘટુ પરીચય રાખવામાં અનેક તરેહ-ની ઉપાધીઓ પેદા થાય છે. દૈવયોગે તેનું કમોત પણ થાયછે. એ-કથી વધારે સ્ત્રી પરણનારની સ્થિતિ સુચવે એવો એક શ્લોક છે કેઃ—

**बिलाद्वार्हिबिलस्थातः स्थीतमार्जारसर्पयोः ॥**
**मध्येचाखुरिवाभाति, द्विआर्यपुरुषाधमः ॥१॥**

કોઈ રાફડામાં સાપ હોય અને તેમાં ઊંદર પેસે અને ફક્ત રાફડાના મોંઢા ઉપર બિલાડો આવીને ઉભો રહે એ ઊંદરની જેવી અવસ્થા તેવી અવસ્થા બે બાઈડીઓના ધણીની જાણવી. બે બા-ઈડીનો ધણી અધમ ને અભાગીઓ જાણવો કીંવા બહુધા એકથી વ-ધારે સ્ત્રીઓ પરણનાર પુરૂષનો તથા તે પુરૂષની સ્ત્રીઓનો અવતાર વ્યર્થ છે. એકથી વધારે સ્ત્રીઓ પરણવી એ ખરેખર શોક સંકટના સિંધુમાં પડવા સમાનજ છે.

ઉદિચ્ય બંધુઓ ! તમારી પુત્રીઓને તમે શોકય ઉપર જ્યાં જ્યાં દીધી હશે તે તમામ દુઃખી હાલતમાંજ હશે. ઘણીને તો ધાન્ય લુગડાના પણ સાંસા પડતા હશે. આવી નિર્ધન અને દુઃખી હાલત નિર્ખી તમારૂ હૃદય કેટલું બધું કકળી જાયછે ? તમારી દીકરીઓ કેવા કઠીણ શ્રાપના ઉદગાર કાઢતી હશે; અને પાછળથી તમોને કેટલો બધો પસ્તાવો થતો હશે ? તે પુખ્ત પણે વિચાર કરો. હાથમાં દીવો છતાં કૂવામાં પડવું અને કુવાડીનો ઘા હાથે કરીને પગ ઉપર મારવો વ્યાજબી છે ? ફજેતીના કાળકા જગત પ્રસીદ્ધ થાય, સુખે રહેવાય નહીં, અને વિવિધ વિટંબણાઓથી કાળજુ કકળી જાય એ કરતાં પ્રથમજ ચેતીને પગલાં ભર્યા હોય તો પ્રાણાંતે પણ પસ્તાવાનું કારણ બને નહીં. એક ગરીબ અને કંગાલ મનુષ્ય સારો શોકયવાળો પ્રાણાંતે પણ પસંદ કરવો નહીં.

ચાંલ્લીઆ વરની સ્ત્રીઓમાં સંસાર સુખ ભોગવવાની રીતો કવચિતજ હશે. બાકી ઘણાઓનેતો પાર વીનાના વીતરાડા વજાણાં થઈને માથે દેવતાઇ શાખા વીતત્તા હોયછે. જે જોઇને આપણી આંખો થાકી ગઈ હોયછે. કુલીનને શ્રેષ્ઠ ગણી તેને ઘેર દીકરી દેવાનું કારણ તે સુખી થાય પરંતુ હવે તો પોતાની દીકરી ઉપર આ ભવ અથવા પૂર્વ ભવનું વૈર હોય તો બદલો વાળવાને સારૂ તેને દુઃખસાગરમાં ડુબાડવા સારૂ હીણભાગી કરીનેજ કુળવાન ચાંલ્લીઆને દેવી એમ પ્રત્યેક સ્થાને સિદ્ધ થઈ ચુકયું છે.

મનુસ્મૃતિના નવમા અધ્યાયમાં કહ્યુંછે કે,—

**काममामरणात्तिष्ठेद्गृहे कन्यर्तुमत्यपि ॥**
**नचैवैनांप्रयच्छेत्त गुणहीनायकर्हिचत् ॥**

અર્થ.—સ્ત્રી ધર્મ પ્રાપ્ત થયો હોય તોપણ કન્યા ભલે આખો જન્મ ઘરમાં કુંવારી રહે પરંતુ વિદ્યા અને ગુણહીન પુરૂષને કન્યા સર્વથા આપવીજ નહીં. માટે આ વાત લક્ષમાં લેવા યોગ્ય છે. શોખને લીધે પોતાની સ્ત્રી કીંવા શ્વસુરપક્ષ પ્રત્યે કંઈ અણબનાવ કે વાદવિવાદ થવાને લીધે, ચાંલ્લાના રૂપીઆ મળવાની લાલચને લીધે, સરખા સરખી સ્નેહીઓની ટોળીઓ દેખા દેખી અગર મમતા મમતાને લીધે, ચાંલ્લાના રૂપીઆ મળવાની લાલચને લીધે પોતાની સ્ત્રી ઉપર પોતાના માવતરની ઈતરાજી થવાથી બીજી, ત્રીજી કે ચોથી સ્ત્રી કરવા તેઓ સંમત્તી આપે કીંવા આજ્ઞા કરે તેને લીધે ઈત્યાદી કારણો સકુલીન કહેવરાવનારાઓ પોતાના પાપી વિચાર, મલીન મન જે હરામ લુવંસોને તૃપ્ત કરવા પોતાને એક સ્ત્રી હયાત છતાં તે ઉપર બે ત્રણ કે ચાર સ્ત્રીઓ પરણે છે. પોતાની અઢાર વર્ષની વય થઇને ત્યાં સુધીમાં કંઈ સંતાન પ્રાપ્ત ન થાય તો સંતતી પ્રાપ્તના સબબે તે સ્ત્રી ઉપર સત્વર શોકય લાવવાને સમારંભ થાયછે, અશક્ત કે અડબંગ, હીણું કમાઉ હોવાથી પરણેલી સ્ત્રીનાં પીહેરીઆં તરફથી પોતાને નિર્વાહ નિમીત્ત કાંઈ સહાયતા ન મળે તો તે લપોડ લાગશેજ બીજી સ્ત્રી પરણી તે વડે મેળવેલા ચાંલ્લાના રૂપીઆથી પોતાને પડેલી પ્રથમની ખોટનો ખંખ વાળેછે. ગુલામગીરીના ધંધાદારી દેશોમાં ગુલામોની જેવી દુઃખ દાઝને દયામણી હાલત આપણે જાણી છે. તેવીજ ઉદિચ્ય જ્ઞાતિમાં કુલીનના ઘરની સ્ત્રીઓની અફસોસ કરવા લાયક ને કરૂણાજનક સ્થિતિ છે. તેમની આંસુ ભરી આંખો, તીરસ્કાર, મેણાં ટુણાં કે ગાળો વિગેરે નહોય તે દિવસ તો વાર્ષીક મહા પર્વ ને સાનંદાશ્ચર્યનો ઉત્સાહી દીન તુલ્ય થઈ પડેછે. પણ "ચાર દિવસનું ચાંદરણું

ને પાછી અંધારી રાત " તે બિચારીઓને માથે જે સિતાની વીતે છે, જે દેવતાઈ શાખા પડે છે તે તો તોબાહ !! એવા બનાવ સમીપ જોનારને સખત ખુન્નસ ને ચીડ ચડેછે, અને લોહીનાં તરચકાં આંખમાં આવેછે એટલે ચક્ષુઓ વિપરીત દેખાવથી રક્તમય બની ક્રોધનાં કારણ સતેજ પામેછે.

દંપતી ભાવથી રહેવાના સ્વપ્નમાના અજ્ઞાન રૂપ ઉદિપ્યો સંસાર વ્યવહારનાં સુખાનંદથી કેવળ કમનશીબ છે. સલાહ સંપના શ્રેષ્ટ કાનુનોને તેઓએ કાળી મેશથી રદ કરેલા છે. કુંટુંબ કલહ એતો તેમનું નિત્ય કર્મ થઇ પડયું છે. શોકય સંતાપને વનિતા વિલાપના દેખાવ નજરે જોવાથીજ ખ્યાલમાં આવે બાકી તે વિશે લખવું એટલુંજ બસ છે. દાંમ્પત્ય ધર્મ પ્રતિનિના કુંટુબ કલેશ ચકાવાના મહા યુદ્ધ પ્રસગે તમાસગીરોની ટોળીઓ ભરાય છે રણ રંગ ભુમી નાટકમાં નાટકપાત્ર ઉદિપ્ય જ્ઞાની દંપત્તિ પોત પોતાના વેશ યથાસ્થીત હૃદય ભેદક આકારમાં ભજવી બતાવેછે. તેથી એ રસ ભર્યા રંગીલા નાટક પાત્રો તરફથી તમાસગીરોનાં નિરિક્ષણાતુર નેત્રો જરા પણ બીજી ગમ જોતા નથી. પ્રિય બંધુઓ ! કેવી આ નાટક ભૂમી? કેવી ઉદિપ્ય દંપત્તી દારૂણ યુદ્ધ પ્રસંગની ખુબી, શું તે શેતાન પુરૂષની વક્તૃત્વ, શી તેથી દાયદરાજી, શું તેનું કઠીણ હૃદય, શું તેનું ોધ યુક્ત વદન, શું તેની ભૂખત્વ અને એકંદર રીતે તેની ક્રૂર કાળેલીઅત તથા તેના મનસ્વી પણાનાં શા વખાણ કરીએ ? હું તો તેની તારીફ કરવાને તાકાદ ધરાવતી નથી. એ નાટક ભજવી બતાવ્યાના ફળ તરીકે તેમનાં મહેનતના બદલામાં જગતમાં તેમનું નાક કટ થાયછે. કાબીલ કદમ કલ્પો તે વિશે નાટકરૂપી નવીન પુસ્તક લખવાં

ધારે તો તે સંભવીત છે. આવા ઢેડ ફજેતાઓ વિશે વધારે લખવા-થી હવે કંટાળીને અટકવું પડેછે. કુલિનો પોતાની બૈરીને પોતાના ઉપાન (ખાસડા) સમાન તુચ્છ ગણેછે. " શુકન સાયડીને એ બદામની બાયડી " એટલી કીમત સ્ત્રીઓનાં ગણેછે, સ્ત્રીઓને અવાચક દોરથી પગ હલકી ગણે તેમાં શું આશ્ચર્ય ? સ્ત્રીનું બોલવું અમે તેવું ગુણ કારક કે કીમતી સલાહ સમાન હોય તો પણ તે બૈરીના મોંઢામાંથી બોલાયું તેટલાજ કારણથી તે ઉપર તેઓ લક્ષ આપતા નથી પરંતુ મનુસ્મૃતિના ત્રીજા અધ્યાયના ૫૬મા શ્લોકમાં કહ્યુંછે કે,—

**यत्रनार्यस्तुपुज्यंते रमंतेतत्रदेवता ॥**

**यत्रैतास्तुनपुज्यंते सर्वास्तत्राफलाःक्रियाः ॥५६॥**

**અર્થઃ**—જે કુળમાં સ્ત્રીઓનું સનમાન થાય છે તે કુળ ઉપર દેવ તૃષ્ટ છે, અને જે કુળમાં સ્ત્રીઓનું સન્માન થતુ નથી. તે કુળની યજ્ઞ આદિ તમામ ક્રિયાઓ નિષ્ફળ જાય છે.

વળી કહ્યું છે કે—

**संतुष्टोभार्ययाभर्त्ता भर्त्राभार्यातथैवच ॥**

**यस्मिन्नेवकुलेनित्यं कल्याणतत्रवैध्रुवम् ॥६०॥**

જે કુળમાં ધણી ધણીઆણીને બને છે એટલે સ્ત્રીથી તેનો ભર્થાર સંતુષ્ટ છે અને ભર્થારથી સ્ત્રી સંતુષ્ટ છે તે કુળમાં સદા કલ્યાણનો નિવાસ છે. વેદ વ્યાસે કહ્યું છે કે—

**सम्यक्धर्मार्थकामेषु दंपतीभ्यामहार्निशम् ॥**

**एकचित्ततयाभाव्यं समानव्रतवृत्तीतः**

સારી, રીતે ધર્મ અર્થ, તથા કામ સંપાદન કરવામાં સ્ત્રી પુરૂષે

નિરંતર સમાન જતથી એક ચિતે વર્ત્તવું મહા નિર્વાણ તંત્રમાં કહ્યું છે કે,—

**गृहस्थःपालयेद्दारान् विद्यामभ्यासयेत्सुतान्**
**गोपयेत्स्वजनान् बंधुनेपधर्मःसनातनः**

ગૃહસ્થે સ્ત્રીની રક્ષા કરવી, બાળકોને વિદ્યાભ્યાસ કરાવવો અને સ્વજન તથા બંધુ જનોની રક્ષા કરવી એજ સનાતન ધર્મ છે.

**तथानित्यंयतयातां स्त्रीपुसौतुकृताक्रियौ**
**यथानाभिचरेता तौवियुक्तावितरेतरम्**

માટે પરણેલાં સ્ત્રી પુરૂષના જોડાએ એક બીજાથી જુદાં પડતાં પણ જોગ પરસ્પર પણ જુદાં મન ના થાય એવો યત્ન સદા કરવો.

માન ધર્મ શાસ્ત્રના નવમા અધ્યાયમાં કહ્યું છે કે,—

**सुक्ष्मेभ्योपिप्रसंगेभ्यः स्त्रिओरक्ष्याविशेषतः**

સ્ત્રીઓની પણ વિશેષ કરી રક્ષા કરવી.

તે શીવાય ધર્મ શાસ્ત્રોમાં ભિન્ન ભિન્ન વાક્ય સ્ત્રીઓનું રક્ષણ કરવાને માટે વિદ્વાન માણસો લખી ગયા છે. તેમાંનાં કેટલાંક નિચે મુજબ છે.

**तस्मात्प्रजाविशुद्ध्यर्थं स्त्रियंरक्षेत्प्रयत्नतः**

પ્રજાની શુદ્ધીને અર્થે પ્રયત્નથી સ્ત્રીઓની રક્ષા કરવી.

**पोडशाद्वात्परंपुत्रं द्वादशाद्वात्परांस्त्रियम् ॥**
**नताड्येदुष्टवाक्यैः पीडयेन्नस्नुषादिकम्**

સોળ વર્ષ પછી પુત્રને તથા બાર વર્ષ પછી સ્ત્રી જાતીને દુષ્ટ

વાક્યે કરી ટોકવાં નહીં ને ઘણુવાર આદીને પીડવાં નહીં.

સુજ્ઞ અને વિચાર શિલ માણુસો પ્રાણાંતે પણ પોતાની સ્ત્રીને અન્ન વસ્ત્રાદીક દુઃખ દેતા નથી પણ સાંકડા વિચારના અક્કલ શુન્ય જનો નિંદે છે તે વિશે કહ્યું છે કે,—

**परीक्षकायत्रनसंति देशेनार्घन्तिरत्नानिसमुद्रजानि**
**नवेत्तियोयस्यगुणप्रकर्षंस तंसदानिंदतीनात्रचित्रम् ॥**

જ્યાં પરીક્ષક નથી તે દેશોમાં સમુદ્રથી ઉત્પન્ન થયેલા રત્નની કીમત થતી નથી. કારણ જે જેના ગુણોત્કર્ષને જાણે નહીં તે સદા તેને નિંદે તેમાં આશ્ચર્ય નથી ચાણાકય નિતીમાં કહ્યું છે કે,

**द्वीभार्याशठंमित्रं भृत्यश्चोत्तरदायकः**
**ससर्पेचगृहेवासो दुःखमेवनसंशय ॥**

બે સ્ત્રીયો, શઠ મીત્ર, સામુ બોલે એવો ચાકર, તથા સર્પવાળા ઘરમાં નિવાસ એ દુઃખજ છે. એમાં સંસય નહીં.

કુલવાન છોકરાઓને કન્યા આપવા ઘણાઓ ટાંપી રહે છે. કુળ વિનાનો જો પૈસાદાર, આસદાર, કે હોદ્દેદાર, હોય તોજ તેને એકથી વધારે સ્ત્રીયો મળે પરંતુ કુળવાન ઉપર તો પડાપડી થાય છે. તે કુળવાન શાસ્ત્ર પ્રમાણે વિદ્યા, તપને ધન એ ત્રણ સાધન યુકત હોતા નથી, પરંતુ નિર્ધન મૂર્ખ; અહંકારી, નિરક્ષર ને અધમ હોવાછતાં અગાઉથી ગણાતા આવેલા કુળવાનને ઘેર અવતરેલા તમામ કુળવાનમાંજ ગણાય છે. ગુણકર્મ ઉપરથી પરીક્ષા કરી કુલીન કહેવા એ યોગ્ય છે. પરંતુ ગાડરીયા પ્રવાહની પેઠે કુળવાનના અયોગ્યને કુપાત્ર વંશજને પણ કુલીનમાં ગણી તે ઉપર મોહ પામી અંજાઈ જવું

એ ભયંકર ભૂલ છે. આપણે પ્રત્યેક વિષયમાં શાસ્ત્રનું સાર વર્તવું જોઇએ. જે જે રસ્તે તેનાથી પ્રત્યેક વિષયમાં ઉલટા ચાલવા લાગ્યા છીએ એ બહુજ બુરૂ છે, કુળ અકૂળની ગણના કરવામાં પણ શાસ્ત્ર મર્યાદા બાજુપર મુકી અંધ પરંપરાની પેઠે આંખો મીંચી વિરૂપતા આપણે આદરી છે તેનાં કડવાં ફળો આપણા કપાળે ચોંટયાંછે માટે રાંક અબળાઓ અગર આપણી બહેનો દીકરીઓના કલ્યાણની ખાતર તથા સુખ શાંત્તી સંપ રહેવાની ખાતર આપણે શાસ્ત્રનું સાર ગુણ કર્મ યુકત જણાય તેને કુલીન ગણી દીકરી દેવી એ ઉત્કૃષ્ટ છે પણ કહેવાતા અને નામનાજ કુળવાન કે જેઓ અપાત્ર હોય. છે તેમ છતાં તેઓને ગુણ, ધર્મ, કર્મ યુકત કૂળવાન સમાન ગણવા એ યોગ્ય નથીજ. પાત્ર કુળવાનને દીકરી દેવી તથા તેમની લેવી એ ઉત્તમ છે. ફલાણા કૂળવાળા અમને દીકરી દેછે માટે અમારાથી તેમને દીકરી ન દેવાય એવા ખોટા મનસુબા મગજમાંથી કાઢી નાંખવા આવા વિચિત્ર વિચારોથી જ્ઞાતીમાં કેટલાકને ઘણી ઓઓ મળે છે. ને કેટલાક બિચારા પાત્ર હોવા છતાં પણ વાંઢાને વાંઢા મરી જાય છે. ગુણ પાત્રને શાસ્ત્રાજ્ઞા પ્રમાણે કુળવાન લક્ષણ વાળા હોય તેવા દીકરીઓ દેતા હોય તો પણ તેવા કુળમાં આપણે દીકરી દેવાને પ્રાયશ્ચિત, દોષ, કે અયોગ્ય નથી. "તેઓ આપણને દીકરી દે છે અને આપણે તેમના શુકલ કે પુજનીક છીએ. માટે આપણી દીકરી તેમને અપાય ? કદીપણ એમ ન બને" આવા ઉલટા વિચારોથી કદાચ કોઈ એ પ્રમાણે કન્યા દેછે તો કન્યાના બાપને તેના કુટુંબીઓ લાગેછે અને તેને કપૂતવર ગણેછે. આ કેવી વિપરીત મતીછે. "બ્રાહ્મણ સર્વે સમાન છે." માટે ખાંડની ભેળ પાવીને પાળી. એ-

કહેવત શું તેઓના લક્ષમાં નથી. હાલના ઉદિચ્યોને સારા રસ્તા સુઝતાજ નથી. અને બધી અવળીજ ઇંટો માંડે છે. એ અતી દુઃખદાયકને વિનાશકારી છે,

નામના કૂળવાનોને વિધા, સદ્ગુણ, નિતી કે ધર્માદી સંપાદન કરવાની કાંઇ અગત્યતા રહેતી નથી. પરંતુ તેઓ તુચ્છ તોછડાઈ અતિ આછકલાઈ, તુંડ મિજાજી, છેક છટેલ, દુષ્ટ દુરાચરણી છેલ તથા લપોડશાહ્રા સાહેબો બની રહેલા હોયછે. તેમનાં દિલમાં તો ખાત્રી થઈ રહેલી હોયછે કે આપણે કુલીન કહેવાઇએ છીએ માટે ગમે તેવા દુર્ગુણ, દુરાચાર, કે દુષ્કૃત્ય આપણાં પ્રસિદ્ધ થશે તોપણ આપણને તથા આપણા વંશજોને લોકો અત્યાગ્રહથી કન્યા આપવા આવશે માટે આપણે વિધા, વિવેક કે સભ્યતા રાખવાનું શું કામ છે ? વિવેક, સભ્યતા, નમ્રતાઈ, આપણે રાખીએ તો બીજાઓ એમ ધારે કે તે હમણાં કાંઈ કમ પડયા લાગેછે. અથવા તેમને કાંઈ સ્વાર્થ બુદ્ધો જણાયછે. આવા આવા તર્ક, વિતર્ક અને ખાલી ખ્યાલ કરી અમારા વિશે તેમના મનમાં જે મહત્તા હોય તેમાં ઘટાડો થઈ જાય માટે અમારે તો કડક મિજાજ, અતડાઈ ને દંભ ભેર રહી અમારી ટેકને દરજ્જો સાચવી રાખવાં જોઇએ. આવાં બેવકુફી ભરેલાં ને કેવળ અવળાજ વિચારો કહેવાતા કૂળવાનના હોય છે. તેઓ દુર્ગુણમયને નીડર સ્વેચ્છાચારી બની રહેલા હોયછે. તેમની મગરૂબી તો બેસુમાર—પરંતુ બીજા જ્ઞાતી બંધુઓ પોતાની આંખે જોવા છતાં એ વિશે કાંઈ પણ વિચારતા નથી. અને પોતાની દયાપાત્ર, નિર્દોષને અજ્ઞાન બાળાને એવાં મહા સંકટદાયક, હૃદય ભેદક, દુર્ઘટ ખાડામાં ક્રૂરતાથી નાંખી દેછે કૂળવાન કહેવાતા લોકો જે છકી જઇને નફ્ફી

દુર્ગુણ પાત્ર થઈ બે બેને ત્રણ ત્રણ પરણવાને ટકી રહ્યાછે તે જક્ષીઓનો પણ રીતે સુધારો થવા તથા પોતાની રાંક ને પ્રાય પુત્રીઓ ઉપર પડતું અકથ દુઃખ દૂર થઈ સુખ મળવાની વકી થવા તથા તેથી આપણને પણ સતત સ્વસ્થતા રહેવા સારૂ એક સરળ ઉપાય ઉદિચ્ય ભાઇઓના પોતાનાજ હાથ થકી બને તેમ છે તે એ કે—"બધાઓએ એકઠા થઈ ઠરાવ કરવો કે " યથાશાસ્ત્ર જે કુલીન લક્ષણ યુક્ત તેવા સદ્દપાત્ર જ્ઞાતી બંધુને કુલીન ગણીને એકજવાર દીકરી દેવી "આવો ઠરાવ થાયતો કૂળના મદથી છકી ગએલાઓ તુરત પોતાની ભૂલ પોતાના મેળેજ કબુલ કરી તે સુધારવા સારૂ એકદમ તૈયાર થશે એથી કરી આપણી જ્ઞાતી સમગ્રનું શ્રેય થશે."

કહેવાતા કુલિનો ઉપર શ્રમિત થઈ ઉપરા ઉપરી એકથી વધારે કન્યાઓ આપવાનો ઇલાજ પ્રબળ થવાથી પરીણામ એ થયો કે કહેવાતા ગરીબોને કન્યા આપવા કોઈ ન લાગ્યું તેણે કરીને તેઓમાં તંગી પડવાથી તેઓએ પોતાની મીલકત વેચીને રૂપીઆ આપીને પણ કન્યા મેળવવા પ્રયત્ન કર્યા અને તે છેવટ એટલે સુધી કે જેથી પોતે વટલાય ને જ્ઞાતીથી બહીષ્કૃત થવું પડે તેને ઠેકાણે પણ તેઓ પરણવાને ચુકયાં નહીં. એથી કરી થયું એમ કે લોકોની નજરમાં એ નિયજન પ્રસંગથી ઉદિચ્યો હલકા ગણાવા લાગ્યા. પૈસા ભરી પરણેલા ગરીબોએ જાણ્યું કે આપણે તો કુળવાનને જોઇ કન્યા આપીએ છીએ પરંતુ તેથી કરી આપણા દીકરા વરતા નથી; અને આપણો વંશ જાય છે. ગરાશ, ચાશ, ઘરબાર વેચીએ છીએ ત્યારે આપણા છોકરા પરણવા પામે છે. માટે આપણે કુળવાનને ઘેર દીકરી દઈ નાહક ખુવાર શા માટે થવું ! આપણે જેમ રૂપીઆ ભરીને છોકરાને

પરણાવીએ છીએ તેજ પ્રમાણે "મુડી કુળ" ઓઢ્યું જોતું પરંતુ, છોકરે પરણાવતાં કરેલા કરજનો ખાડો પુરવા સારૂ દીકરી પરણાવતાં આપ જે પણ રૂપીઆ તો લેવા. આવા વિચાર તથા કાર્ય પ્રસંગથી ઉદિચ્યો માં કન્યા વિક્રયનો નિચ અને નિંદ્ય ચાલનો પ્રવેશ થયો. પ્રારંભમાં તો આપણા લોકો તે તરફ ધીટકાર ને તીરસ્કાર બતાવતા પરંતુ કાળની દીર્ઘતા ને સદૈવ સહવાસ થવાથી હવે એ વિશે આપણા કાન પણ પ્રથમની પેઠે ચમકતા નથી. તો પણ તેથી આપણા મનને અફસુસ ખેદને ત્રાસ ઉપજે છે. એ ચાલના ઉદભવવા અવસરે ને અતીશય વિક્કાર હતો તે નિત્યનો થઈ રહેવાથી તથા બહુવાર તેવી વાતો શ્રવણ થવાથી પછી તે તરફ ખુલ્લો તિરસ્કાર સુંકુચિત થઇ મનમાંજ એ વિશે અભાવ રહેછે. એતો નિયમજ છે, પ્રત્યેક જેવી વાત શ્રવણ થતાં જેવા ચકીત થઇએ છીએ તેવા તે વાત દીન પ્રતીદીન સાંભળવાનો પરીચય થયા પછી ચકીત થતા નથી. પણ પછી તે નવીનને બદલે જૂનીને સાધારણ વાત થઈ પડે છે. એજ પ્રમાણે કન્યા વિક્રય તથા દ્રી ત્રીયા વિશે પણ થઈ ગયું છે.

હવે એવા ગરીબોએ પૈસા લઇ પોતાથી ચડતાને કન્યા દેવા માંડી તો કન્યા લેનારાઓ કન્યા લેતી વખતે તો પૈસા આપે પણ પોતાની દીકરી સારા બ્રાહ્મણને આપે તેથી તેમનાથી પૈસા લેવાય નહીં આ ક્રમ પ્રમાણે ચાલતાં હલકી પંકતીવાળા દ્રવ્ય સંબંધમાં તથા મધ્યમ પંકતીવાળા કન્યા સંબંધમાં દીન દીન પ્રત્યે વધારે ને વધારે પ્રતિબંધમાં આવવા લાગ્યા એથી મુઝાઇને કેટલાકોએ પોત પોતાનામાં કન્યા લેવા દેવી, એવો "ગોળ" બાંધ્યો છે. ને કેટલાક કે જેઓએ તે પ્રમાણે અદ્યાપી પર્યંત નથી કર્યું તેઓ એ બાબતના વિચારમાં છે. શહેરી કુલા-

નોને એથી કરી હાલ તુરતનો નહી પરંતુ આસ્તે આસ્તે ઘણા સંકડાશમાં આવી જઈ પોતાના મગજની ગરમ મુર્ખાઈ પોતાના દીલના પસ્તાવાના આંસુથી ધોઈ ઢળી પડશે. એ ભવિષ્ય સત્ય સમજવું.

કુળવાનોએ એકથી વધારે સ્ત્રીઓ પરણીને તથા પરણીઅત સ્ત્રીઓને અતીશય પીડીત કરીને તેના પીયરીઆઓને અણગમો ઉપજાવ્યા છતાં પણ તેઓએ ઘણો લાંબો વખત સબુરી અખત્યાર કર્યા કીધી પણ જ્યારે ફાટેલ મગજના કર્મ હીણા, મૂર્ખ પણ કહેવાતા કુલીન ઉદિચ્યો છેવટે નથીજ સમજ્યા ત્યારે પોતાની પ્રીય પુત્રીઓના સુખ તથા ભલાની ખાતર માબાપોએ "ગોળ બાંધવાનું" એ પણ એક સબળ કારણ ગણી પૂરી ઉલટથી તેમાં મધ્યસ્થળ પડી ભાગ લીધો છે. કેટલાકોએ તો કુળવાનો તરફથી પોતાની બ્હેન દીકરી તેમાં જે પડેલાં અપૂર્વ કષ્ટને લીધે શહેરમાં હવેથી દીકરી નહી દેવી એવી પ્રતીજ્ઞા કરેલી છે. એકથી વધારે સ્ત્રીઓ પરણવાથી ત્રાશદાયક, વિનાશકારી બનાવ બનેલા છે. કુળવાનને વિશેષ સ્ત્રીઓ પરણાવવાથી કજોડાં થાય છે તે કજોડાના કષ્ટને ફજેતા મુલક મશહુર છે. બીજી સ્ત્રી પરણી પ્રથમની સ્ત્રીને કાઢી મુકવાથી તે સ્ત્રી ખોરાકી પોશાકી માટે કોર્ટનો આશ્રય મેળવી, પોતાના પતીની મીલ્કત જપ્તી કરાવી વેચાવે છે, જેથી પુરૂષ ફજેત થઈ આબરૂ ખુએ છે. તો પણ તેનો તેજ નકટો પાછો ત્રીજી સ્ત્રી પરણવાને અટકતો નથી. અને તેની ફજેતી જોઈ હાસ્ય કરનારા ઉદિચ્યો પોતે પણ વધારે સ્ત્રીઓ પરણતાં અટકતા નથી.

એક કન્યા હયાત છતાં ઘણી જરૂરીને વ્યાજબી સબબો શીવાય તે ઉપર બીજી સ્ત્રી પરણવી એ ઘણુંજ ઘાતકી કામ છે. અને તેવા

નિંદીત કર્મના કાઠીઆવાડ ઇલાકામાં રહેનાર સીહોર કે સિદ્ધપુર સંપ્રદથી ઉદિચ્યોમાં ધીટકાર છે. કોઈ ભુલે ચુકે કીંવા જુવાનીના તોરથી બીજી બૈરી પરણવાનો વિચાર બહાર પાડે છે તો તેથી થતી અતીશય નુકશાનકારક હાનિઓ જેનાં સગાં સ્નેહીઓ તુરત આગ્રહ યુક્ત સમજાવી તેની ભૂલ કબૂલ કરાવે છે. તેથી બીજી સ્ત્રી પરણવાની ધારણા કરનાર પોતાની ધારણામાં જાએ તોજ ફાવી શકે છે. જીવતી સ્ત્રી ઉપર વિના કારણે બીજી સ્ત્રી પરણનાર અથવા તેમ પરણવાને અભિલાષી હોય તેને પોતાની દીકરી સોક્ય ઉપર દેનાર એવા જ્યારે કાઠીઆવાડ ઈલાકાવાશી સમુદાયક ઉદિચ્યોમાંથી ક્વચીતજ મળી આવેછે. ત્યારે ગૂજરાતનાં શહેરો અમદાવાદ, સિધપુર વિગેરેમાં એકથી વધારે સ્ત્રી પરણનારે તથા પરણાવનારની સંખ્યા જથાબંધ જણાય છે. એક સ્ત્રી પાલવી અને તેનું ભરણપોષણ કરવું મુશ્કેલ પડેછે, તેનો વિચાર ન કરતાં વધારે સ્ત્રીઓ પરણનારનું દ્રવ્ય, જોવા જઇએ તો ખસુસ તેની તમામ સાહેબી પોતાની સાથેજ તેઓ લઇ ફરતા હોય છે. કદાચ કોઇની નકરજી હાલત હોય કે રહેવાનું ઘર બાપુકુ હોય એવી સ્થિતિ હોય તો તે ખચીત પુરો નશિબદાર! શિવાય કોઇકજ તેથી સારી સ્થિતિવાળા સોધતાં મળી આવે પણ ઘણાકતો ભૂખની બારસોને નઠારી હાલત ભોગવનારાછે એવાઓ પોતાની કનિષ્ટ સ્થિતિને લીધે મુદલે પરણતાજ ન હોય તો તેઓના હકમાં બહેતર ધારી શકાય પણ આવા ભૂખડુ લખેશરીઓ બબે ત્રણ ત્રણ બૈરીઓ પરણે છે. અને મૂર્ખ માબાપો પોતાની પુત્રીઓ તેવા ઠોળીઆઓને આપે છે. એ અયોગ્ય આચરણ કોઈ પણ દાનો માણસ પસંદ કરશે. નહીં. કદાચ ધારો કે એક અથવા વધારે સ્ત્રીઓ પરણનાર દ્રવ્યસંપં-

ધી તાકાતવાળો હોયછે પરંતુ તેઓ તાકાત વાળા હોય તેટલા માટે શું એકથી વધારે સ્ત્રીઓ પરણી પોતે શકતીમાન છે. એવું બતાવવાનો તેઓનો દુષ્ટમનો ભાવ છે ? જો શક્તી, સંપત્તી હોય તો જ્ઞાતી સુધારા, તથા દેશ સુધાર્થે લોક કલ્યાણના કામમાં વાપરી તમારા નામ, કીર્તીને યશ અમર કરો પરંતુ અવળે રસ્તે ચઢી હાથે કરી ખરાબીના ખાડામાં દેખી પેખીને શા સારૂ કુદી પડોછો ? કુળ કકળાવવાની હેરત કરનારી વાતથી કુલીનની શક્તી તથા સ્થિતિનું પોગળ જગત પ્રસિદ્ધ છે.

મા બાપે પોતાની પ્રીય પુત્રીનું સુખ દુઃખ વિચારવું અને તેમના અહોનીશના અભીશ્રાપથી મુક્ત થવા સારૂ ઉપાય કરવા અને સમજુ જ્ઞાતિ બંધુઓએ પરમેશ્વર પ્રીત્યર્થે એકથી વધારે સ્ત્રીઓ પરણવાનો નઠારો રીવાજ નાબુદ કરી નાંખવા તત્પર થવું જ્ઞાતી શુભેચ્છકોએ તેમને સહાયકારી થવુ એથી સર્વ વાતે સગવડ થશે.

સિધપુર વાશી ઉન્મત ઉદિચ્યોના અતી જુંલમથી અનાથ અબળાઓ ઉપર અસહ્ય સંકટ પડતાં તે વિશે છેવટે ખંડેરાવ ગાયકવાડના હૃદયમાં પરમેશ્વરે પ્રેરણા કરી અને તેમણે યોગ્ય બંદોબસ્ત આ સંકટ સંહારાર્થે કર્યો તેમજ સ્વજ્ઞાતી બંધુઓ અતીસ્યમાં ગાંસ નહી. અતી સમુદ્ર મથનથી વિષ નીકળ્યું માટે હવે દયા વૃતિથી વિચાર કરવા માંડો ?

એક કરતાં વધારે સ્ત્રીઓ પરણવાથી તે કુટુંબમાં સુખ, સલાહ સંપ, સ્વસ્થા, અને આનંદ એનો વિદાય થાય છે ને દગાફટકા, કજીઆ, ટંટા, વાદવિવાદ, કલેશ કુસંપ, કષ્ટ જુદાઈ, વ્યગ્રવૃતિ, દેશને શોક ચારે તરફ પ્રસરી રહેલા હોયછે. તેથી તેઓ પ્રત્યેકનો જીંદગી

ઉપરથી કંટાળો આવેલો હોય છે.

હદથી જાદે ગભરાટને લીધે તેવા કેટલાક દુઃખીઆઓતો સંસાર ત્યાગી સાધુ થઈ તથા આપઘાત કરીને એ દુઃખીઆરી જીંદગીથી પોતાનો છુટકારો કરી લીધેલો એવા કેટલાક દાખલા જાણવામાં છે.

શોકય સંકટ અસહ્ય છે. અને તેથી કરી અકળાઈ અવિચારી અજ્ઞાનને આકળી અબળાઓએ કમોતથી પોતાનો ભોગ આપવાની કમકમાટ ઉપજાવનારો વાતો અતરે દાખલ કરી તેની સિદ્ધતા કરી આપવી પડે તેમ નથી. હાલ વર્ણવેલા કુટુંબમાં હળીમળીને સલાહ સંપથી રહેવાની આશા તદન ફોગટ સમજવી. શોકયોના ખાર ક-લ્યા એટલે પરીસીમા તેમાં સુખના સબડકાના તો ધબડકાજ હોયછે મનુષ્યનો અમુલ્ય અવતાર કૃપાળુ પરમેશ્વરે આપ્યા છતાં આવી નઠારી રૂઢીઓને લીધે તે અવતાર દુઃખભરી સ્થિતિમાં એળે કાઢવો પડે છે. ચારે પાસે દ્રષ્ટી કરીશું તો શોકયોના બંધનમાં દુઃખદુઃખ, શોકશોક ભયભય, ત્રાશ ત્રાશ, કલેશ કલેશ, એમના સ્વરૂપનાજ શોહોર મશહુર રહ્યા હોય છે. તેમાં માણસ પોતાના કમનસીબ ઉપર આફરીન થઇ પોતા કરતાં પશુનો પણ અવતાર સુખીને સારો ગણી તેને ભાગ્યશાળી માને છે. આ બોલવામાં કીંચીત પણ અતીશ્યોક્તી નથી. માટે હિતેચ્છુ બાપુઓ, મહેરબાન માબાપો, પરોપકારી સાક્ષરો, દયાળુ દેશીઓ, હવે તો ક્ષમા કરો, હવે હદપાર થઈ છે. હવે તો બિચારી અબળાઓના દુઃખનો આડો આંક વળ્યો છે. માટે જે અહોનીશ અ-શ્રુપાત કરનારી, અભાગણીઓનાં, આંસુ લુહોતો સારૂ સોક્યના સં-બંધથી કામણ ટુમણ, દોરા ધાગા,મંત્ર તંત્ર. જોગજતી, ભૂવા જાદુગર સંન્યાશી શેવડા ઇસાદી જાદુ જોકટા તથા વહેમની પણ અતીસ્ય રૂઢી

થઈ ગઈ છે, અને તેથી પાખંડી લોકોને પુષ્ટી થવા લાગી છે. તેવા પ્રાસેથી અર્થ સિદ્ધી થાય તેવા જાદુ કરાવી લેવાની ઉત્કંઠીત સ્ત્રીઓએ મહા પુરૂષોને ધન, મન ને તન પણ અર્પેછે, આ કેવી ભયંકર ખરાબી ને અધર્મ અનિતિ ?

સ્વજ્ઞાતિના શુભ ચીંતક સજ્જનોએ તથા દેશહિતકારી દયાળુઓએ સદરહુ કૂચાલનો અટકાવ કરવા કેડકસીને મેદાન પડવું જોઈએ અને પોતાના ખરા અંતઃકરણના દ્રઢ અને નિશ્ચયી વિચાર પ્રદર્શીત કરવા જોઇએ. જેથી પોતાની ઉત્પન્ન થતી પ્રજાના હકમાં આ રીવાજ સદૈવ સુખાનંદ સ્મૃદ્ધિ વૃદ્ધી કરતા થઈ પડશે. દ્ફી ત્રીયાનો રીવાજ મહા અરીષ્ટદાતા ને અતી અનર્થ કારકછે. દ્ફી ત્રીયાથી નિત્યશઃ અત્યંત દુઃસહ કલેશ થાય છે માટે એ વિશે અભિનિવેદ કરતાં તેના ઉચ્છેદન રૂપ ઉપાગો સત્વર યોજવા મુનાસબ છે. દ્ફી ત્રિયાથી સ્ત્રી પુરૂષના સ્વભાવની વૈપરીત્યતાથી પરસ્પર કલેશ કંકાસ થાય છે. તેમાં પછી દીન પ્રતીદીન વધારો થતો જાય છે. દ્ફીત્રીયાથી બનેલું જોડુ એવા પ્રકારની દીલની જુદાઈમાંજ પોતાની જીંદગીનો ગુજારો કરે છે. સંસાર સુખ ને દંમ્પતી ધર્મ ઉપર દ્ફી ત્રીયાથી આચ્છાદન થઈ જાય છે. અને તેથી સુખ, કીર્તી, ધર્મ, નિતી ઈત્યાદીની હાની થાય છે. દ્ફી ત્રીયાથી ગહુદ ક્ષોભકારક બનાવો પણ બને છે એમ કહેવામાં કાંઈ અનૃત નથી. પુરૂષે એક પત્નીવ્રત રાખવું તથા સ્ત્રીએ એક પ્રતીવ્રત પાળવું તે પરમપવિત્ર નિયમનો દ્ફી ત્રીયાના દુષ્ટ રીવાજથી પ્રતીબંધ થાય છે. દ્ફી ત્રિયા વિરૂદ્ધ પોતાનો અભીપ્રાય શુદ્ધ અંતઃકરણથી પ્રગટ કરવો પરંતુ જ્ઞાતિ સમુહમાં એવા વિચાર ધરાવનારા ઘણા નથી. ને જેઓ એવા વિચારવાળા છે. તેમાં વળી હીંમતને ઐકયવાળા થોડા છે જો

કેટલાકોનો સમુહ થઇ હીંમતને ઐકયતાથી ઉલટભેર આ કામમાં આગેવાની કરે તો આ શુભ ધારણા અલ્પ પ્રયાસે પાર પડે અને આપણી જીંદગી સુધારાની સપાટી ઉપર આવવાની આશા બાંધી શકાય પ્રત્યેક મનુષ્ય જે સારી વર્તણુંકથી ચાલે છે તો તે સુખી તથા આબાદ થાય છે. પરંતુ વિનાશકાળે વિપરીત બુદ્ધી એ વાકય પ્રમાણે જયારે ઉન્નતીનો અંત આવી નઠારી હાલત ભોગવવાનું તેના ભવિષ્યમાં નિર્મેલું હોય છે. તેજ કુબુધ્ધિઓને વિપરીતાચરણ તરફ મનનું વલણ થાયછે. અનુંચીત કરમારંભ એ સંકટ સાગરમાં પડવાનો પ્રારંભ છે એજ પ્રમાણે ઉદિચ્યો પ્રથમ અનન્ય કીર્તી, વિદ્યા, કળા, ધર્મ, ધ્યાન, નીતિ, સદાચારના નિમગનને સંપૂર્ણા વિજ્યસાથ પ્રકાશીત થઈ રહ્યા હતા. તેમની કીર્તીજ્યનાં સુવર્ણ કળશ એકસમે ગુજરાતના સર્વ લોકોને અતિ ચિતાકર્ષક ને તેજસ્વી થઇ પડયો હતો તેનો સદંતર આવા કૃચાલોનો ભરાવો થવાથી નાશ થયો, અને તેની નિશાની શોધવા જતાં મહા મુશ્કીલતથી કાંઇ કાંઈ નિશાનીઓ નહીં સરખો નજરે પડે છે. આલમને આશકારા થઈ પડેલા ઉદિચ્ય મહારાજો આ અવસરે છેકજ બળખામણા અંગારા જેવા થઈ પડયા છે. વડીલોને સારાથી મળતી તો હાલનાઓને ઠપકાને ધિક્કાર મળેછે, વડીલોને માન મળતું તો હાલમાં સંપૂર્ણ અપમાન મળેછે. વડીલોને સારો આદરસત્કાર થતો તો હાલ ઠેકાણે અનાદાર થાય છે. વડીલો વિશે લોકોની ઘણી ચાહના હતી તો હાલના ઉદિચ્યોને લોકો જોવા પણ ઇચ્છતા નથી પૂર્વજોની સલાહ લેવી પડતી તો હાલના વિચાર શુન્ય ઉદિચ્યો અન્ય વર્ગની સલાહ લેઈ વર્તે છે. પૂર્વજોના ગુણ ને માન પૂર્વે હતાં તે કરતાં હાલમાં પરીપુર્ણ પ્રતિકુળતા પ્રત્યેક બાબતને માટે છે આમ આ-

સગાન જમીનનો નકશાવત પડી જવાનું કારણ–અવિદ્વતા, દુર્ગુણો, દુર્મતિ, દુરાચાર અને મુખ્યત્વે દુષ્ટ રૂઢીઓ છે. આ બાબત કહી બતાવ્યા કરતાં કરી બતાવવું એ વધારે સારૂંછે. પ્રદર્શન કરાવ્યા શીવાય સામા માણસને પરીપૂર્ણ અસર થતી નથી. આવા નેષ્ટ ધારાથી કદી પણ તમારી ચઢતી થવાનીજ નથી. માટે ઉદિચ્ય બધુઓ સાવધાન થાઓ, એકત્ર થાઓ, મત્ત તો જવાદો અને જેગ ઉન્નતી વૃદ્ધિને આબાદી થાય એવા સદ્ રસ્તા સ્વીકારો આ કામ એક માણસનું નથી. માટે પ્રીય બંધુઓ જાગ્રત થાઓ નિદ્રાનો ત્યાગ કરો, મિથ્યાભિમાન મટાડો, ઉન્નતીનાં બીજ રોપો જે વૃક્ષરૂપ થઈ તેનાં ફળ સર્વ પ્રજાને આશીર્વાદ રૂપ થઇ પડે.

## દ્વિત્રિયાથી થએલી ખરાબી વિષે કવીતા.

### મનહર છંદ.

ઘરમાં ન ધંણી બંટી વિના બાળ પાડે બુમો.
ચાંથરે જે હાલ બૈરીઓ બિચારી ચાલે છે;
દીન ઉદયાસ્ત થતા સુધી શુરા છોકરાઓ,
ચપટિ ચપટિ રટી રટી તેને આલે છે.
ઘેર શાક ઘી રહીત સાંસા પડે શિરાવના,
પરઘેર પધરાવે ત્યારે ભલુ ભાજે છે;
વધા વાળ પણ પાઈ મળે નહીં મુડાવવાને,
એવીરીતે માત્ર ખાલી ઘરમાંહી માલે છે. 1

માટે કુંભકર્ણની નિદ્રા ત્યાગો. આળસુ નિશાળમાં અગ્ની લાગ્યા છતાં પણ તેમાંથી પોતાના પ્રાણ રક્ષણાર્થે પણ સચેત થઈ પગલાં ભરવાની આળસ કરવાની ખરાબ ખસલતે તમારામાં દ્રઢ નિવાસ કર્યો છે અને તેથી સદરહુ ફ્યાલને લીધે તમારા હૃદયમાં કષ્ટાગ્ની વ્યાપ્ત

થઈ ગયા છતાં હજુસુધી નફટ બળદની પેઠે બેશી રહેલા ઉઠતા નથી એ કેટલું બધું શોકજનકને દુઃખદાયક છે.

સઘળી ગુર્જર પ્રજામાં શ્રેષ્ટ ગણાઇ ચઢીઆતા હકો મેળવનાર, રાજ્યરંગમાં ધુસનારા, સુખસાગરમાં ડોલનાર અને આખા પ્રાંતના મહારથી રૂપે ઘુમનાર આપણાજ પૂર્વજો હતા ને આધુનીક સમયમાં વિદ્યાથી રીસાયલા સ્વધર્મ રહીત એક પત્ની છતાં વધારે સ્ત્રીઓ કરી ઘર સંસારી હાલતનો ખીચડો કરનાર વિલાસી આળસુ હવે જાગૃત થાઓ. એક છતાં બીજી સ્ત્રી કરનારને વગર કારણે કન્યા ન આપવી એવો કાયદો ઠરાવો, અને કાળુ કલંક કરનારને માટે સખત પ્રતિબંધ બાંધો.

જ્ઞાતી બંધુઓ ! આ દ્વી ત્રીયાના ઉલટા રીવાજને માટે વેળાસર ઉપાય લેવામાં નહીં અવોતો તે કૂચાલનું જોર વધી જશે અને તમને અનાર્ય કીંવા અસુર બનાવી દેશે. માટે બહેતર છેકે પાણી પહેલાં પાળ બાંધવી. ભયનું સ્થાન જાણવું તે અરધો બચાવ કરવા બરાબર છે, માટે આપણે ભયનું સ્થાન જાણી ચુક્યા છીએ તો હવે ખુદ ભયને પાયમાલ કરી નિર્ભય થવું યોગ્ય છે.

જ્ઞાતીશુભેચ્છકોએ એક વાતનો નિશ્ચય કર્યાબાદ લગાર પણ ગવું નહીં. પછી ગમે તેવું સંકટ માથા ઉપર ઝુમી રહ્યું હોય તો પણ મારે મારી ફરજ બજાવવીજ જોઇએ એવા માનસિક સંકલ્પ સિદ્ધ કરવા સારૂ શુદ્ધ અંતઃકરણથી પ્રમાણીક પણે તે કામ કર્યા કરવું તેમ કરતાં જ્ઞાતિ જનો કીંવા બીજા લોકો હઠાલો કે ગમે તેવો કહે તેની જરાપણ દરકાર ન રાખવી.

બીજી અને તેની સાથે ન બન્યું અથવા કંઈ વાંધો પડ્યો તો

ત્રીજી કન્યા પરણે છે. અને પ્રથમનીને કાઢી મેલે છે. પછે તે પોતાની મરજીમાં આવે તેમ વર્ત્તે છે; અને બંને કુળને લાંછન લગાડે છે. પૈસાના લોભી પોતાનાં સાસરીઆંને અને છોકરાનાં સાસરીઆંને કનડે છે. અને દરેક વખતે જૂઠાં બહાનાં કાઢીને તેઓની પાસેથી પૈસા ઓકાવે છે. ગરીબ બિચારો પોતાની દીકરીને સાસરે મોકલવા સારૂ તેમનું મોં દાટે છે. જ્યાં આ પ્રમાણે નથી થતું ત્યાં ફજેતીના ફાળકા અને આબરૂના કાંકરા થઈ જાય છે. કેટલાક ભણેલા કેળવણી પામેલા અને બીજાને ઉપદેશ કરનારા પણ આવા આચરણવાળા છે. બિચારી સ્ત્રીઓના સંતાપના દયાજનક દ્રષ્ટાંતો એક પણ માણસથી અજાણ નથી, મનુસ્મૃતિમાં લખ્યું છે. કે;—

**शोचंतिजामयोयत्र, विनश्यंत्याशुतत्कुलं**
**नशोचंतितुयत्रैता, वर्धतेतद्धी सर्वदा ॥**

જે કુળમાં સ્ત્રીઓ દુઃખથી શોકાતુર રહે છે. તે કુળનો જલદી નાશ થાય છે. અને જે કુળમાં સ્ત્રીઓ સદા પ્રસન્ન રહે છે તે કુળ હમેશાં વધતું જાય છે.

**जामयोयानिगेहानि, शपंत्यप्रतिपूजिता ।**
**तानिकृत्याहतानीव, विनश्यंतिसमंततः ॥**

જેઓની સ્ત્રીઓ પોતાના ધણીના દુઃખથી હાય હાય ઇત્યાદી શબ્દોથી શ્રાપ દેછે. તેઓનું કુટુંબ સર્વ પ્રકારે નિચું પડીને જલદી નાશ પામેછે.

**અર્થાત:—**જે લોકો પોતાના કુટુંબના ચઢતી કળા થવાની ઇચ્છા રાખતા હોય તેમણે પોતાના ઘરની સ્ત્રીઓનો વસ્ત્રાભુષણ અને અન્નાદિ પદાર્થોથી સદા સત્કાર કરવો અને આનંદમાં રાખવી, દુખી

થવા દેવી નહીં.

આ બાબત ઝાલાવાડની ઔદીચ્ય જ્ઞાતી એકઠી થઈ સંવત ૧૯૪૦ના મહા શુદી ૫ ને શુક્રવારના રોજ અઢાર કલમો પ્રમાણે વર્તવા સતર ગામોના આગેવાનોએ કબુલનો આપી દસ્તાવેજ કર્યોછે જેમાંની બારમી કલમ સદરહુ વિષયને સબંધ ધરાવનારી નિચે મુજબછે.

જે સ્ત્રીને છોરૂ થતાં નહોય તેના પતીએ ત્રીસ વરસ પછી બીજી કન્યા પરણવી ને આગળની સ્ત્રીનું ભરણ પોષણ તથા તિર્થ વ્રત કરે તે તેના ધણીની ગુજાસ પ્રમાણે નોર કાઢી પુરૂષે પરણવું જોઇએ."

ધન્ય છે! ઝાલાવાડની સર્વોત્કૃષ્ઠ વિપ્ર જ્ઞાતિને! કે દીનપરદીન દેશને આબાદ કરવાને કુશળતાઇથી વર્તે છે. આપણા ગામના લોકો શું કરવાના હતા? પાપી પુરૂષો પૈસા વ્હાલા ગણી ગરજવાનને ઢી ત્રીયા તરીકે પોતાની પુત્રી પરણાવેછે. આવે વખતે અવલ જણાવી ગયા મુજબ વખતો વખત નવાં નવાં કારણો કાઢી જેમ બને તેમ વરની પાસેથી વધારે વસુ આંકાવી લેવાને પ્રપંચ યુકતીને પ્રયુકતી કરેછે. એજ પ્રમાણે વર્તનમાં તે પોતાને કાંઈ હીણપત સમજતો નથી આ કેવો મ્હોટો અનર્થ? કેવો ધાતકી જુલમ? મૂળરાજના પુજ્ય, વિદ્વાનને ધર્મીક અત્યોત્તમ પ્રાચીન ઉદિચ્યોના વંશજો જ્યારે એવું મહાઘોર કર્મ ન કરે ત્યારે બીજુ કરેય કોણ! શરમ છે તેવા પાપીઓને હજારોવાર શરમ છે. જ્યાં સુધી ઢી ત્રીયાનો દુષ્ટ દમામ દુર ખસવાનો નથી ત્યાં સુધી આપણી સ્થિતિ સુખદ અવસ્થાને પ્રાપ્ત થાય એ માનવું શક ભરેલું છે. માટે જે કુધારો કાઢી નાંખવાની આપણને પહેલી જરૂર છે તેને દૂર કરવા તરફ સૌ સત્યાસત્યનો વિચાર કરનારા સમજુ ભાઇઓએ પ્રયત્ન કરવો જોઇએ. જોકે પ્રયત્ન

તો ઘણી મુદ્દતથી થયા કરેછે. પણ તેવા અંતઃકરણ વિનાના પ્રયત્નો પથ્થર ઉપર પાણી અને ધુળ ઉપર લીંપણની માફક હવામાં ઉડી ગયેલા છે જ્યાં સુધી દઢ મનના માણસની પેઠે કહેવું તે કરવુંજ! એ સદ્‌ગુણ આપણા દેશના આપની જ્ઞાતીના તમામ સજ્જનોમાં દાખલ થયો નથી ત્યાં સુધી જ્ઞાતીમાંથી દુષ્ટ ચાલ દૂર થવાના નથી.

આ દીકરીયાનો ચાલ બંધ કરવાને સરલ રસ્તા માત્ર એજછે.

( ૧ ) આપણી સરકાર લક્ષ રોકેતો ખસુસ બની શકે તેમછે.

( ૨ ) મહાજનની સત્તામાં સદરહુ કૂચાલ કાઢી નાંખવાની લગાગ રહેલી છે.

હવે પહેલું કારણ જે દર્શાવ્યું તે વિશે સ્પષ્ટ વિચાર પણ દર્શાવવો મુનાસબ જાણી અત્રે દાખલ કર્યોછે.

આપણાં મહા દયાળુ રાણી માતા વિકટોરીઆના અમલમાં તે બિચારી નિર્દોષ અબળાઓને અદલ ન્યાયનો લાભ નમળે તો પછી કયે દિવસે મળવાનો છે? દુઃખી અબળાઓનું દુઃખ જોઈ, તે ટાળવાનું એક રાણી માતાનાજ અમલને છાજતું કામ છે, માટે આપણાં નામદાર શહેનશાહબાનું કયસરેહિંદ વિકટોરીઆના સુખવાળી રાજ્યના અમલમાંજ હિંદુસ્તાનની સંખ્યાબંધ સ્ત્રીઓ અગાધ દુઃખમાં પીડાતી બચશે. કોઇ કહેશે કે "સરકાર હિંદુ સંસારી રીવાજોમાં વચ્ચે કેમ પડી શકે? મહારાણીએ હિંદુસ્તાન દેશનો કુલ અખ્તીયાર કંપની સરકારના હાથમાંથી પોતાના સ્વાધીનમાં લીધો તે વખતે જાહેર ઢંઢેરો કાઢીને આપણા દેશમાં વસ્તી સર્વ પ્રજાઓને પોત પોતાના ધર્મો પાળનારની છુટ બક્ષેલી છે. ત્યારે સરકાર દીકરીયા નિષેધ કરવાનો કાયદો કેમ બાંધી શકે?"

જેઓ આ જાતની તકરાર ઉઠાવે છે તેઓ સરકારના કામોથી કેવળ બીન વાકેફ હોવા જોઇએ. સરકારે સર્વ ધર્મવાળાઓને પોત પોતાના ધર્મ પાળવાની છુટ બક્ષેલી છે એ વાત ખરી, પણ જો કોઈ ધર્મમાં એવા રીવાજો હોય કે જેથી માણસોને નુકશાન ખમવું પડતુ હોય તો તે રીવાજ બંધ પાડવાને સરકારે પોતાથી બને એવા ચાલતા ઉપાયો લીધા છે અને તે રીવાજોને બંધ પાડયા છે. દાખલા તરીકે—કેટલાક જંગલી પ્રજાઓ પોત પોતાના દેવ દેવીના સ્થાનકો ઉપર માણસ જાતના ભોગ આપતી હતી; અને કેટલાકોમાં સ્ત્રી ભર્તારના મરણ પછી તેની પાછળ બળી મરીને સતી થતી હતી. પણ એ સર્વ રીવાજો નામદાર સરકારે મજબુતીથી વચ્ચે પડીને બંધ પડાવ્યા છે. જો કે કોઈ કોઈ ઠેકાણે એ પાપી, જંગલી, ખુની, રીવાજોના છુટા છવાયા દાખલા હજુ પણ બનતા સંભળાય છે. તોપણ સરકારે વચ્ચે આવીને સખત કાયદાથી એ પાપી ચાલનો સમુળો નાશ કર્યો છે. જે વખતે સરકાર સતી થવાના ચાલનો અટકાવ કરવા નીકળી હતી, અને તે માટેનો કાયદો પસાર કરવા નીકળી હતી, અને તે માટેનો કાયદો પસાર કરવા નીકળીચાલ થતી હતી તે વેળા આખા હિંદુસ્તાનમાં ચો તરફના લોકો તેની સામે સખત મજબુતાઇથી પોકાર કરવા નીકળ્યા હતા; અને સરકાર ઉપર આખા દેશ ખાતેથી સંખ્યાબંધ અરજીઓ ગઈ હતી તેમાં અરજદારો એ ધર્મ સંબંધી જબરી લાગણી બતાવીને સરકારના ધ્યાન ઉપર આ વાત ઠસાવવા માગી હતી કે પોતાના ભર્થાર પાછળ તેની સ્ત્રીએ સતી થઇને બળી મરવું એતો અમારા ધર્મનું ફરમાન છે. માટે અમારા ધર્મની વચ્ચે સરકારે આવવું મુનાસબ ન-

થી. આ અરજદારો એટલુંજ કરીને બેસી રહ્યા નહીં પણ છેક ઈં-ગ્લાંડની પાર્લામેન્ટ સુધી પોતાની ફર્યાદની અરજીઓ મોકલાવી તથા હિંદુસ્તાનની સરકારે ઘડેલો ધારાનો ખરડો રદ કરાવવા તથા વિધવાઓને બાળી મુકવાની હીમાયત કરવાના કામ માટે ઈંગ્લાંડના ચુનંદા બારીસ્ટરો રોકયા પણ તે વખતની હીંદી સરકાર બહુ મજબુત હતી ધર્મના ફરમાનનો ખોટો પોકાર ઉઠાવનારાઓની બળત્વારી ભરેલી લડત સામે એ સરકાર પગભર રહી શકી તેઓની બેવકુફી ભરેલી અરજીઓની તેણે દરકાર કીધી નહીં અને તેમના પોકાર ઉપર કશું લક્ષ નહીં આપતાં પોતે ઘડેલો ધારો પસાર કીધો અને તે અમલમાં મુકયો નામદાર સરકારે આ કામ બહુ મહત્વનું કીધું હતું કેમકે જો હિંદુ પ્રજાઓની લડાઈમાં સચ્ચાઈ યા વ્યાજબી પણું હોત તો તે-તો તેમના તરફ ઇંગ્લાંડમાં લોક લાગણી ઉશ્કેરાયા વિના રહેત નહીં અને કદાચ હિંદી સરકારને પોતાના કામથી હાથ ઉઠાવવો પડત પણ સરકારના દ્રઢ નિશ્ચયને લીધે પોકાર ઉઠાવનારાં નિષ્ફળ ગયા. અને તેમની તે નિષ્ફળતાથી જે રૂડુ ફળ નિપજ્યું તે એકે તે વખતથી આજ સુધીમાં જે લાખો સ્ત્રીઓના જીવ જાત તે નામદાર સરકારે બચાવ્યા મરનાર પાછળ બિચારી નિર્દોષ નારી આગમાં બળી મરે એવું કયા શુધ્ધ ધર્મનું ફરમાન હોય,

હવે જો તે વખતે હિંદુ પ્રજાઓનાં આટલાં બધાં ધુમરાણ અને ફર્યાદથી હારી ખાઇને સરકાર નરમ પડી ગઈ હોત તો શું આ મહત્વનો ફાયદો થાત ? શું લાખો જીવડા બળી માટી ભેગા મળી ગયા ન હોત ? અને હજુ પછી કોણ જાણે કેટલા બધા અગંખ્યાત જીવડાના ભોગ આપત ? જો સરકારે તે વખતે સતીના

અટકાવનો કાયદો પસાર કીધો ન હોત તો તેમની મરજી ઉપરાંત કેટલી બધી નિર્દોષ વિધવાઓને ધર્મીષ્ટમાં ખપતા અને દયાળુ લાગણીના કહેવાતા હિંદુભાઇઓએ અગ્નીમાં બાળી ભસ્મ કરી દીધી હોત! અરે, તે બનાવ કેવો ત્રાસદાયક હતો ? એક કોમળાંગી અબળા, જે પોતાના પતીના મોતથી પૂરીજ અબળ થઇ પડી હતી, તેણીને તેની રાજી ખુશી ઉપરાંત જબરદસ્તીથી અગ્નીમાં ફુંકી દેવી, અને તેનો જીવ કેમ જાયછે તે તમાસો મુગા મુગા ઉભા રહીને જોયા કરવું એ કેવી કઠોર, વજ્ર, જેવી છાતીના માણસોનું કામ હશે ? ધિક્કાર એવા નિર્દય જનોને ! સતીનો તે પાપી ખુની ચાલ બંધ પાડવામાં નામદાર સરકારે હિંદુ કોમ ઉપર એક મ્હોટો ઉપકાર કીધેલો આજે ચોતરફથી કબુલ રાખવામાં આવેછે.

ઉપર જણાવી ગયા મુજબ જબરદસ્તીથી બાળી નાંખવામાં આવતી બાપડી વિધવાઓ એકલીજ નહીં પણ તેની સાથે જો રાજાનું મરણ થયું હોય તેની સાથે માવજત કરનાર એક હજામ, બે દાશીઓ, એક ધોબી અને બે ગુલામ સિપાઇને યા હોમ કરીને બળતા અગ્નીમાં કઠોર વજ્ર -હૃદયના લોકો હોમી દેતા. અરે ! આ કેટલો વિપરીત અને નિર્દય કુચાલ ! અને તેથીજ લાખો જીવોને જીવતદાન મળેલું સમજીને સરકારને લાખો લાખ દુઆ દેછે. તેવીજ રીતે દ્રી ત્રીયાનો ચાલ પણ દૂર કરવામાં આવે તો દુઃખમાં ફસાએલી નિર્દોષ અબળાઓની કકડતી આંતરડીના ઉદ્દગારોથી મુક્ત રહેલી સ્ત્રીઓ પ્રત્યે અનંત ઉપકાર થાય એ નિઃસંશય છે.

આગળ લખી ગયા છીએ કે આ બાબતનો સુધારો કરવાની સત્તા નાતના આગેવાન શેઠીઆ અને સરકાર આ બંનેના હાથમાં

રહેલી છે. તથાપી જેમ રાજ્યની અવ્યવસ્થા તેના રાજ્ય કર્તાને લીધે ગણાયછે. તેમ નાતની અવ્યવસ્થાનો દોષ અગ્રેસરો અથવા શેઠોને શીર રહેછે. પરંતુ શેઠ શઠ ન હોય, ન્યાતી ભાઇઓ તરફ સમતા, સરળતા અને સુભેચ્છા દર્શાવે તેવા હોય તે નાતની ચઢતી જણાય છે. જે નાતમાં સારા ધારા હોય, જે નાતમાં અનાચાર કમતી હોય જે નાતમાં સુધરેલી રીત પ્રદર્શીત થાય, જે નાતમાં ધર્માચરણ વધારે દેખાય, જે નાતમાં નિતીની રીત સબળ જણાય તે નાતના અગ્રેસરો સબળ પુજ્ય પણું પામેછે. દેશ પરદેશમાં નામાંકીત અને પૂર્ણ પ્રતિષ્ઠીતપણે પંકાય છે. વિદ્વાન જનોમાં ગણના અંકાયછે; ટુંકામાં આખી નાતનું ભૂષણ રૂપ લેખાયછે. પણ જે નાતમાં કલેશ કજીઆ, કુસંપ દુર્વ્યસન, ફાટફુટ, અસભ્યતા, લક્ષ્મીનું અનિષ્ટિત્વ ઇત્યાદી જોવામાં આવે તે નાતના શેઠો એટલે અગ્રેસરો કેવળ દુષણ રૂપ લેખાય છે. પોતાના રાજ્યમાં થયેલા કર્મનું દશાંસ રાજા જેમ ભોગવેછે તેમ જ્ઞાતીમાંના કૂધારાનું પાપનું દશાંસ જ્ઞાતી અગ્રેસરોને લાગેછે. નિરપરાધી બાળાઓ, ગરીબો, નિરાશ્રીતો, સત પુરૂષો જે કાંઇ દુઃખ ભોગવે તેથી તેમના અંતઃકરણમાં જે નિશ્વાસ પ્રાપ્ત થાય તેનું ફળ એગ્રેસરો ભોગવી શકે માટે નાતી અગ્રેસરોએ પોતાની ફરજ ત્વરાથી અદા કરવી ઘટેછે. કે બનતા પ્રયાસે દુઃખ વેઠીને પણ પોતાની જ્ઞાતી તરફ શુભ નેમથી વર્તવું ઘટેછે.

આગેવાન શેઠીઆઓએ સંપ કરી એવો નિયમ પ્રવર્તાવવો જોઇએ કે સ્ત્રીની ઉમ્મર ત્રીસ વરસની થયા બાદ સંતાન પ્રાપ્તી ન થાયતો જુની સ્ત્રીના ભરણ પોષણ માટે ત્રીજે ઠેકાણે ગોઠવણ કરી મહાજનની રજા લઈ બીજી સ્ત્રી પરણવી. અને આ ધારો તોડનારને અમુક શિક્ષા કરવામાં આવશે. સબબ દ્વી સ્ત્રીયા નિષેધનો ધારો તોડનાર

દુરાગ્રહીને માટે શિક્ષા રૂપી ઘટતું સાસન આપવુંજ જોઇએ. શિક્ષા રૂપી સાસનથી સર્વે પ્રજા રાજ્ય કર્ત્તાની આજ્ઞામાં રહેછે. શિક્ષારૂપી સાસનથી સર્વે તાબાના નોકરો સ્વાધીન રહેછે અને શિક્ષાના સંભવીત બંધન વડેજ દેશી રાજાઓ ઉપરી અધીકારીઓથી આજ્ઞાનુસારી વર્તેછે, અરે ટુંકામાં એક સ્કૂલનો મહેતાજી શિક્ષા કરવી તજી દેતો વિદ્યાર્થીઓ મરજી મુજબ લડાઇ ટંટા કરી મહેતાજીને મુશીબતમાં નાંખશે. હસ્તીને પણ અંકુશની શિક્ષા મશહુર છે. તેથીજ ઉપરનો ધારો તોડનારને યોગ્ય શિક્ષા કરવાનું કામ મહાજનનું છે કારણ માંનવ ધર્મશાસ્ત્રના સાતમા અધ્યાયમાં કહ્યુંછે કે,—

**सर्वोदंडजितो लोको दुर्लभोहि शुचिर्नरः ।**
**दंडस्यहि भयात्सर्व जगभ्योगाय कल्पते ॥**

શિક્ષાથી સર્વજન નિયમમાં રહેછે કેમકે કેવળ નિરપરાધી મનુષ્ય મળી આવવો દુર્લભછે. દંડના ભયથીજ સર્વ જગત ભોગ ભોગવવા સમર્થ થાયછે.

મનુસ્મૃતિના આઠમા અધ્યાયમાં કહ્યુંછે કે,—

**पिताचार्यः सुहन्माता भार्या पुत्रः पुरोहितः**
**ना दंड्यो नाम राज्ञोऽस्ति यः स्वधर्मे न तिष्ठति ॥**

પિતા, ગુરૂ, મીત્ર, માતા, સ્ત્રી, પુત્ર તથા પુરોહીત એમાંથી પણ જે સ્વધર્મમાં ન રહે, અર્થાત્ અન્યાયથી વર્તે તેને રાજાએ શિક્ષા કરવી ઘટેછે.

દી ત્રીયાના દુઃખદાયક રીવાજના પ્રતીબંધથી મુક્ત થવા કોઇની હીંમત ચાલતી નથી. એ સખેદાશ્ચર્યકારક છે. ઉદિચ્ય બંધુઓ ! જો પ્રયત્ન કરવામાં આવે તો થોડી મુદતમાં પ્રયાસ સફળ થાય કેમકે

એ રસમ રૂપી કષ્ટનો કોટ જાહેર હીંમતને દઢાગ્રહ રૂપી ગોળાથી જીરણુ કીંવા ખંડીત કરી શકાય તેમ છે ઘણાકોને એ કુચાલ ઉપર ક્રોધોત્પત્તી થએલ છે. એ કાંઈ પણુ શુભસુચક ચિન્હ છે. માટે સમયાનુસારી થઈ જો કોઈ પણુ હીંમતવાન, દઢ નિશ્ચયી, સાહસીક ને પ્રતાપી પુરૂષ એ કુચાલ કાપવા યત્ન કરશે તો સ્વજ્ઞાતી ઉપર મોટો ઉપકાર થશે. ને તેથો પોતાનું નામ તથા કીર્તી અમર કરી શકશે ઉદિચ્ય વિરો! વિલંબ શા માટે કરોછો ? તરવાર મેદાનમાં પડી છે, તમારા બાહુબળ પણુ છે, માત્ર પ્રમાદ ત્યાગી સજ થયાનો શ્રમ લઇ ખડ્ગ કર ગ્રહી સૌર્ય ગ્રહીને હર્ષથી દ્રઢ શત્રુની સામો થાઓ તો તેમાં પ્રતાપી તમે નીકળશો, અને જલદીથી જીત મેળવી સુખાનંદ પામશો તેનાં સુખદ ફળો તમારા તનુજોને પણુ પરંપરા પ્રાપ્ત થશે તેથી તેઓ તેમને આશીષ આપશે. પરંતુ આમનું આમ ચાલું રહેવા દેવાથી ઉછરતી ઓલાદ તમો તરફ તિરસ્કાર, ધીટકારને નાખુશી બતાવશે માટે હું પુનઃપુનઃ પોકારીને કહુંછું કે કુચાલ રૂપી કષ્ટની કેવળ ખરાબીની ખાઇમાં પડ્યા રહેવાથી સુખની આશા સ્વપ્ને પણુ શાની રાખવી ?

ઢી ત્રીયાથી વિપરીત પરીણામો નિપજેલાં નજરોનજર નિહાળવા છતાં ઉદિચ્યોના અંતઃકરણુ ઉપર તેની યોગ્ય અસર થતી કીંવાં રહેતી નથી. અને ફેરી કે ચિત્તભ્રમ માણુસ જેમ સ્વછંદી રીતે વર્તે તેમ ઢી ત્રીયા વાળો માણુસ દીવાનો બની જાય છે. એ સમયે તેનામાં બુદ્ધી, ચાતુર્યતા, પક્ષતા કે સદ્દવિચારનો લેશ પણુ અંશ રહેતો નથી. તે સઘળા કામો મર્કટ મૂર્ખત્વરૂપ મદીરાની ઝુંગમાં કરેછે. સખત જુસ્સાના ઉદ્દગારોથી કદાચ કોઈનું અંતઃકરણુ ખેદ પામતું હોય તેવાઓ આશા છે કે ક્ષમા કરશે,

---

# દ્વીત્રિયા દુઃખ - શક.

## દોહરા.

સહુ સુણી જન શ્રવણે ધરો, એક શિખામણ સાર;
છે દુખિઓ દુનિયા વિશે, બે સ્ત્રીનો ભરથાર. ૧
જગમાં એળે જાય છે, શ્રી મનખા અવતાર;
છે દુખિઓ દુનિઆ વિશે, બે સ્ત્રીનો ભરથાર. ૨
વિદેશ વેઠે સર્વદા, ગમે નહિ ઘરબાર;
છે દુખિઓ દુનઆ વિશે, બે સ્ત્રિનો ભરથાર. ૩
બે નારીપર મારવા, પડે નિત્ય પેજાર;
છે દુખિઓ દુનિયા વિશે, બે સ્ત્રીનો ભરથાર. ૪
જમતાં બહુ જોવા પડે, બે સોક્યોના ખાર;
છે દુખિઓ દુનિઆ વિશે, બે સ્ત્રીનો ભરથાર. ૫
કડવો ઝેર ગણાય છે, સાકરનો કંસાર;
છે દુઃખીઓ દુનિઆ વિશે, બે સ્ત્રીનો ભરથાર. ૬
રોયા મારા ભાવને, સોહામણો સણગાર;
છે દુખિઓ દુનિઆ વિશે, બે સ્ત્રીનો ભરથાર. ૭
સદૈવ સાંભળવાં પડે, અવળા એહ ઉચ્ચાર;
છે દુખિઓ દુનિઆ વિશે, બે સ્ત્રીનો ભરથાર. ૮
પિંડન પામે ચાકરી, હોય અંગ આજાર;
છે દુખિઓ દુનિઆ વિશે, બે સ્ત્રીનો ભરથાર. ૯
સંહારેછે છોકરાં, વેરીને વહેવાર;
છે દુખિઓ દુનિઆ વિશે, બે સ્ત્રીનો ભરથાર. ૧૦

જૂની નવીને ધાવવા, પ્રથમ બતાવે પ્યાર;
છે દુખિઓ દુનિઆ વિશે, બે સ્ત્રીનો ભરથાર. ૧૧
કંકાસો બે બેનના, જોવા મળે હજાર;
છે દુખિઓ દુનિઆ વિશે, બે સ્ત્રીનો ભરથાર. ૧૨
છાનાં છિદ્રો ઘર તણાં, પ્રસરે તુર્ત બહાર;
છે દુખિઓ દુનિઆ વિશે, બે સ્ત્રીનો ભરથાર. ૧૩
પતી તણું તો પાપણી, લુંટાવે ઘરબાર;
છે દુખિઓ દુનિઆ વિશે, બે સ્ત્રીનો ભરથાર. ૧૪
ઉંઘ ન આવે અંગમાં, વરવા થાય વિચાર;
છે દુખિઓ દુનિઆ વિશે, બે સ્ત્રીનો ભરથાર. ૧૫
પોષણ માટે પાપણી, દોરાવે દરબાર;
છે દુખિઓ દુનિઆ વિશે, બે સ્ત્રીનો ભરથાર. ૧૬
છાની છાની છેબકાં, નિરખે નકટી નાર;
છે દુખિઓ દુનિઆ વિશે, બે સ્ત્રીનો ભરથાર. ૧૭
માંડે કાંણુ પતિ તણી, રાને ઘર મોઝાર;
છે દુખિઓ દુનિઆ વિશે, બે સ્ત્રીનો ભરથાર. ૧૮
રાણી વાસે રાયનો, ઉતરેછે હંકાર;
છે દુખિઓ દુનિઆ વિશે, બે સ્ત્રીનો ભરથાર. ૧૯
સાત છોકરે સર્વદા, છે સુનો સંસાર;
છે દુખિઓ દુનિઆ વિશે, બે સ્ત્રીનો ભરથાર. ૨૦
ચિંતા રૂપી એ બળે, અંગે અપરંમપાર;
છે દુખિઓ દુનિઆ વિશે, બે સ્ત્રીનો ભરથાર. ૨૧
મોત નિપજે ઝેરથી, નર કેરૂં નિરધાર;

છે દુખિઓ દુનિઆ વિશે, એ સ્રીનો ભરથાર. ૨૨
સેવા માબાપો તણી, ઠીક ન થાય લગાર;
છે દુખિઓ દુનિઆ વિશે, એ સ્રીનો ભરથાર. ૨૩
નાત જમણમાં નારની, ગાળો ખાય ગમાર;
છે દુખિઓ દુનિઆ વિશે, એ સ્રીનો ભરથાર. ૨૪
ભીખ માગતો થાયછે, સૂઝે નહિ વેપાર;
છે દુખિઓ દુનિઆ વિશે, એ સ્રિનો ભરથાર. ૨૫
નોખી કરતાં નાર પણ, ખર્ચ તણો નહીં પાર;
છે દુખિઓ દુનિઆ વિશે, એ સ્રીનો ભરથાર. ૨૬
પુત્ર માટે બીજી કરે, ઇશ્વરપર આધાર;
છે દુખિઓ દુનિઆ વિશે, એ સ્રીનો ભરથાર. ૨૭
ભ્રાત અને ભગની નહીં, ઘરમાં સંતોખાય;
વિનતી ગંગાબાઇનો ન કરો એહ ઉપાય. ૨૮

———:-૦-:———

રીત; ઘીમાં તેલનો ભેગ છે કે નહીં તે જાણવાની રીત; સોની જૂદા જૂદા પ્રપંચ કરી છેતરી ઠગે છે તે યથાર્થ વિવેચન સાથે; ચાખણનું હમેશ કરતાં ઘી વધારે થાય એવી રીત; હાથમાં દેવતા ઝાલીએ પણ બળીએ નહી એવાં હુન્નર; કપુરનો પ્યાલો બનાવવાની રીત; લીલા ઝાડને બે દિવસમાં સુકવી નાંખવાની રીત; કેનવાસ અથવા જીનના તંબુ વરસાદમાં ન ભીંજાય તેવી રીત; આકાશના દેખાવ ઉપરથી વરસાદ ક્યારે થશે તે જાણવાની રીત; દાણાની વખાર અથવા કોઠી ત્રણસે વર્ષ સુધી સળે નહીં તેવી રીત; કલાઇ કરેલા વાસણમાં સીસાનો ભેગ પારખવાની રીત; પત્થરમાં કોતરેલા લેખની અભણ માણસ પણ આબેહુબ નકલ કરે તેવી રીત; બળધની શરીરની રચના ઉપરથી તેના ગુણની પરીક્ષા કરવાની રીત, ઘોડાની રચના ઉપરથી ગુણની પરીક્ષા કરવાની રીત; તથા જાનવરની દવા; થોડા પાણીથી આગ હોલાઈ જાય એવી રીત; પચાશ જાતનાં ચુરણ; ૧૦૦ જાતનાં ચમત્કારી ઓૌષધ; જાડો રાગ સુધારવાની રીત; હસ્ત ચાલાકીના અદ્દભૂત પ્રયોગ; જાદુના પચીસ અખતરા; જોડા પાણીમાં ન ભીંજાય એવી રીત; પહેલા ભાગમાં નહી દાખલ થએલા પચાસ જાતની શાહી, પચીસ જાતની ધાતુ, પચીસ જાતની લાખ; માથાના વાળ ઉપરથી માણસના ગુણની પરીક્ષા કરવાની રીત, કૂવા શોધી કાઢવાની અગમ ચેતીઓ ઈ૦ સંપૂર્ણ મળી એકંદર એક હજાર હુન્નરથી ભરપુર આ ગ્રંથ બહાર પડશે. અગાઉથી થનાર ગ્રાહકોના નામની ચીઠીઓ એકઠી કરી તેમાંની એક ચીઠી અજાણ્યા માણસ પાસે વગર દગાએ વંચવવામાં આવશે, તેમાં જેનું નામ નીકળશે તેને પચીસ રૂપીઆ રોકડા ઇનામ આપવામાં આવશે. આ કામની સ્ટેટ મેનેજર સાહેબની દેખરેખ નિચે ચીઠી કાઢવામાં આવશે. આ પુસ્તક થનાર ગ્રાહકોને પસંદ નહી પડે તો લીધેલી કીંમત કરતાં દોઢ ગણી કીંમત્ત આપી પુસ્તક દશ વર્ષે પણ પાછું રાખવા બંધાઇએ છીએ કીંમત ફક્ત એક રૂપિઓ, પોષ્ટેજ ચાર આના જૂદુ, સાત પ્રત ખપાવે તો એક પ્રત બક્ષીસ, પાછળથી કીંમત ચાર રૂપિઆ.

---